રીતે ચૈતન્ય સત્ય બ્રહ્મ કે જે નિત્ય આનંદરૂપ છે, સર્વ સાક્ષીરૂપ છે, સર્વના પરમકારણરૂપ છે અને સર્વથી પર છે, તેમાં જ હું પ્રવિષ્ટ ( લીન ) થઈ રહ્યો છું. નિત્ય, સર્વગત, નિર્દોષ, નિરંજન, નિષ્કલ ( નિરવયવ ), શુદ્ધ અને સર્વથી ઉત્કૃષ્ટ જે પરબ્રહ્મ છે, તે જ હું છું. અમુક ત્યજી દેવું, અમુક લેવું વગેરે વિકલ્પોથી રહિત, સત્યરૂપ, નિરિંદ્રિય, અદ્વિતીય, સત્યસંકલ્પ અને શુદ્ધ પરબ્રહ્મરૂપ હું જ છું. પુણ્યપાપથી રહિત, જગતના પરમકારણરૂપ, પરમજ્ઞાનસ્વરૂપ, નાશરહિત, અદ્વિતીય અને આનંદરૂપ બ્રહ્મ હું જ છું. ઉપર કહેલા સર્વ ગુણોવાળા અને સત્ત્વ આદિ માયાના ગુણોથી રહિત બ્રહ્મમાં સંપૂર્ણ રીતે પ્રવિષ્ટ ( લીન ) થઈ રહેલા પોતાના આત્માનું ( વેદાંતશ્રવણ, ગુરુશુશ્રૂષા અને વર્ણાશ્રમ ધર્મ આદિ ) પોતાનાં કર્મો કરતા રહી મુમુક્ષુએ ધ્યાન કરવું. એવી રીતે અભ્યાસ કરનાર પુરુષનું મન નાશ પામી જાય છે. અને મનનો ક્ષય થયાથી પોતાની મેળે જ આત્માનો પ્રકાશ થાય છે. આત્માનો પ્રકાશ થવાથી સર્વ દુઃખો દૂર થાય છે અને આત્મામાં જ ખરા સુખની પ્રતીતિ થાય છે. પોતે પોતાની મેળે જ આત્મા કે જે આનંદરૂપ છે તેને ઓળખી લે છે. 'મારાથી બીજો કોઈ જુદો ચિદાનંદરૂપ પ્રભુ છે નહિ, હું એક જ છું અને પરબ્રહ્મરૂપ છું' એવો અંદર આત્માનો પ્રકાશ થાય છે.

વાલ્મીકિ બોલ્યા : હે પ્રિય ભરદ્વાજ! તમે કે જે સંસારચક્રની ધૂમરીઓમાં ( આવર્તોમાં ) ગોથાં ખાયા કરો છો, તેને જો શાંતિનું સુખ ન મળતું હોય, તો પછી કર્મોનો ત્યાગ કરી ( કર્મ-સંન્યાસ દ્વારા નિર્વિક્ષેપ સ્થિતિમાં રહી ) બ્રહ્મમાં જ લીન થઈને રહો.

ભરદ્વાજ બોલ્યા : હે ગુરુ મહારાજ! આપે જે મને જ્ઞાન આપ્યું તે સર્વ મારા સમજવામાં આવ્યું છે, તેથી મારી બુદ્ધિ નિર્મળ થઈ ગઈ છે અને હવે સંસાર ( જન્મ -મરણ આદિ ક્લેશ ) ઘણો કાળ રહી શકશે નહિ. હવે હું એ જાણવાને ઇચ્છું છું કે જ્ઞાની કે જે જીવન્મુક્ત છે તેણે કર્મ કરવાં કે નહિ? અને જો કરવાં તો પ્રવૃત્તિરૂપ નિત્ય, નૈમિત્તિક અને કામ્ય એ સર્વ પ્રથમ પ્રમાણે જ ( કામના રાખી ) કરવાં કે કામનાથી નિવૃત્તિ થઈ ( નિષ્કામપણે ) પોતાના આશ્રમને યોગ્ય કર્મ કરવાં?

વાલ્મીકિ બોલ્યા : કર્મસંન્યાસપૂર્વક બ્રહ્મ-માં જ સ્થિતિ રાખવી એ સંસારરૂપ ભ્રાંતિને મટાડનાર જ્ઞાનનો મુખ્ય ઉપાય છે; માટે મુમુક્ષુ પુરુષોએ જે કર્મ કરવાથી કાંઈ દોષ ન લાગે ( ચિત્તનો વિક્ષેપ, મલિનપણું, શ્રવણ આદિમાં વિઘ્ન અને પાપ આદિ દોષ પેદા ન થાય ) તેવાં કર્મ કરવાં. વિશેષ કરી કામ્યકર્મ, નિષિદ્ધકર્મ અને જેથી ચિત્તમાં વિક્ષેપ થાય તેવાં કર્મ ન કરવાં. જીવ જ્યારે બ્રહ્મના ગુણોથી જોડાઈ, મનના ગુણોનો ત્યાગ કરી જેનો ઇન્દ્રિયોનો સમૂહ શાંત થઈ ગયો છે એવો થાય, ત્યારે જ તે સર્વ-વ્યાપી પરમાત્મારૂપ થઈ જાય છે; અને 'આનંદ-મય કોષ કે જે અન્નમય, પ્રાણમય, મનોમય તથા વિજ્ઞાનમય કોષથી પર છે, તેનું પણ જે પરબ્રહ્મ અધિષ્ઠાન છે, તે જ હું છું' એમ જ્યારે ધ્યાન કરે, ત્યારે જીવ મુક્ત થઈ જાય છે, કર્તૃત્વ ભોક્તૃત્વ આદિ ભાવથી રહિત થઈ જઈ સર્વ ઉપાધિથી રહિત અને સુખ -દુઃખ વિનાનો થઈ રહે, ત્યારે જીવ મુક્ત ( સંસારજાળથી છૂટો ) થાય છે. વળી સર્વ પ્રાણીઓમાં આત્માને અને આત્મામાં સર્વ પ્રાણીઓને જ્યારે અભેદબુદ્ધિથી તે જુએ છે, ત્યારે જીવ મુક્ત થાય છે. જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ એ ત્રણે અવસ્થાને મૂકી દઈ જીવ જ્યારે તુરીય અવસ્થા કે જે આનંદરૂપ છે તેમાં પ્રવેશ કરે છે, ત્યારે તે મુક્ત થાય છે. જાગ્રત અવસ્થા ને સ્વપ્નાવસ્થા એ બંનેનું બીજ ( વાસના, કર્મ અને અજ્ઞાન ) તથા નિદ્રાવસ્થા આદિથી રહિત, ચૈતન્યરૂપ, સુખમય, તુરીય અવસ્થારૂપે જીવની પરમાત્મામાં સ્થિતિ થવી તે જ યોગની ( નિદિધ્યાસનના પરિપાકથી થયેલ નિર્વિકલ્પ સમાધિની ) અથવા ઉત્તમ

અધિકારી સાક્ષાત્કારરૂપ જ્ઞાન થવાની પરિસીમા છે કે જે મહાસુખમય અને જ્ઞાનરૂપ છે. મનનો ક્ષય થઈ જાય એટલે પુરુષને પરમતત્ત્વ વિના તેથી જુદું બીજું કશું દેખાતું નથી. જો તમારે નિમગ્ન થવું હોય, તો શાંત અમૃતમય તરંગવાળા કેવળ (જ્ઞાનરૂપ) અમૃતસમુદ્રમાં નિમગ્ન થાઓ; પરંતુ દ્વૈતબુદ્ધિરૂપી ક્ષારસમુદ્રના તરંગોમાં શા માટે ડૂબ્યા રહો છો? ભક્તોના અનુગ્રહ માટે અનેક રૂપ ધારણ કરનાર જગદ્‌ગુરુ પરમેશ્વરનું તમે ભજન કરો. હે પ્રિય મહાવિચક્ષણ ભરદ્વાજમુનિ! આ વસિષ્ઠમુનિનો સર્વ ઉપદેશ મેં તમને (સંક્ષેપથી) કહી બતાવ્યો છે. આ જ્ઞાનમાર્ગથી, યોગમાર્ગથી, શાસ્ત્રવિચારથી અને ગુરુના વાક્યોનો અર્થ બરાબર સમજવાથી નિશ્ચયપૂર્વક તમે સર્વ જાણી શકશો. અભ્યાસથી સર્વ સિદ્ધ થાય છે એમ વેદનું વચન છે, માટે તમે બીજું બધું છોડી દઈ અભ્યાસમાં જ મનને સ્થિર કરો.

ભરદ્વાજ બોલ્યા: હે મહારાજ! રામચંદ્રજી કે જે પોતાના આત્મા વડે બ્રહ્મમાં પરમ યોગને પ્રાપ્ત થઈ ગયા હતા, તેને શ્રીવસિષ્ઠઋષિએ પાછા વ્યવહારમાં શી રીતે જોડયા? આ વાત જાણી હું પણ તે જ પ્રમાણે અભ્યાસને માટે યત્ન કરું અને શ્રીરામચંદ્રની પેઠે જ મારો વ્યવહાર પણ ઉત્તમ સ્થિતિમાં થઈ શકે.

વાલ્મીકિ બોલ્યા: અનંત બ્રહ્મમાં વૃત્તિ દ્વારા તદાકારતાને પ્રાપ્ત થયેલા મહાત્મા શ્રીરામચંદ્રજી જ્યારે પોતાના સ્વરૂપમાં પરિણામને પ્રાપ્ત થયા, ત્યારે વિશ્વામિત્ર ઋષિએ મુનિઓમાં ઉત્તમ શ્રીવસિષ્ઠજીને નીચે પ્રમાણે કહ્યું.

વિશ્વામિત્ર બોલ્યા: હે મહાભાગ્યવાન બ્રહ્મપુત્ર વસિષ્ઠજી! તમે ખરેખર મહાન છો; કેમ કે રામચંદ્રજીની અખંડ આત્માકાર ચિત્તવૃત્તિમાં આનંદસ્વરૂપ આત્મતત્ત્વનો પ્રકટ કરાવી દઈ અથવા તો માત્ર અનુગ્રહદૃષ્ટિથી જ કુંડલિનીનો સુષુમ્ણામાર્ગથી ષટ્‌ચક્રો ભેદી બ્રહ્મરંધ્રમાં પ્રવેશ થતાં યોગશાસ્ત્રમાં બતાવેલ શિવશક્તિનો સંયોગ કરાવી દઈ ક્ષણમાત્રમાં જ તમે તમારું ગુરુપણું બતાવી આપ્યું છે. જે ગુરુ દર્શનથી, સ્પર્શથી અને શબ્દથી (બોધથી) કૃપા કરી શિષ્યના દેહમાં કુંડલિનીનું ષટ્ચક્ર ભેદી બ્રહ્મરંધ્રમાં રહેલા પરમ શિવમાં જઈ મળવારૂપ અથવા દેહ આદિ ઉપાધિના ત્યાગ દ્વારા શુદ્ધ બ્રહ્મભાવ ઉત્પન્ન કરે તે જ ખરો ગુરુ છે. વળી શ્રીરામચંદ્રજી પણ શુદ્ધ ચિત્તવાળા હોવાથી પોતાની મેળે જ વૈરાગ્યવાન અને માત્ર પરમપદમાં જ શાંતિ લેવાની ઈચ્છા રાખતા હતા તેથી ફક્ત સંવાદમાત્રથી જ તે પોતાના સ્વરૂપને પ્રાપ્ત થઈ ગયા છે. ગુરુનાં વાક્યથી બોધ થવામાં શિષ્યની શુદ્ધ બુદ્ધિ જ મુખ્ય કારણરૂપ છે, કેમ કે જો ત્રણ જાતના મળ (કામ, કર્મ અને વાસના) પાકી ગયેલા ન હોય, તો પરિપક્વ મળવાળાની પેઠે તે શી રીતે બોધને પ્રાપ્ત થઈ શકે? (ન જ થઈ શકે.) આ જ્ઞાન પ્રત્યક્ષ રીતે ગુરુ અને શિષ્ય એ બંનેના પ્રયોજનવાળું છે; કેમ કે એ બંને જો યોગ્ય હોય તો આવા મોક્ષ આદિ સર્વ પુરુષાર્થો પણ મેળવી શકાય છે. હે મહાસમર્થ! જે ઉદ્દેશથી મારું અહીં આવવું થયું છે, તે કાર્યને સ્મરણમાં લાવી હમણાં તમે કૃપા કરી રામનું વ્યુત્થાન કરવાને યોગ્ય છો; કેમ કે તમે તો પરમપદમાં વિશ્રાંત થયા છો, એટલે તમે કરવાનું કરી લીધું છે; પણ અમારે જે કરવાનું છે તે બાકી છે. હે મુનિ! મેં પોતે (યજ્ઞની નિર્વિઘ્ન સમાપ્તિ થવા માટે) શુદ્ધ મનથી અતિ કષ્ટ વડે દશરથરાજા પાસે પ્રાર્થના કરી છે, એ સર્વ તમે વૃથા ન થવા દો. શ્રીરામચંદ્રજીને વ્યુત્થિત કરાવી દઈ બીજું પણ દેવતાઓનું કાર્ય કે જે આ રામાવતારનું પ્રયોજન છે, તે અમારે સિદ્ધ કરવાનું છે. રામચંદ્ર મારા તેડી જવાથી સિદ્ધાશ્રમમાં આવી રાક્ષસોનો સંહાર કરશે અને પછી અહલ્યાને શાપથી મુક્ત કરશે તથા અટલ નિશ્ચય કરી (મિથિલામાં) ધનુષ્ય ભાંગી નાખી જનકરાજાની કન્યા સીતાજીને પરણશે. પરશુરામને (તેના તપ વડે ઉપાર્જન કરેલા લોકોને જીતી લઈ) ઈતર લોક સંબંધી

ગતિથી રહિત કરી દેશે. પોતે જીવન્મુક્ત હોવાથી નિર્ભય અને નિઃસ્પૃહ રહી ( માત્ર પિતાજીની આજ્ઞાથી ) પોતાના પિતા અને પિતામહ આદિ-( વંશપરંપરા )થી ચાલ્યું આવતું રાજ્ય ત્યજી દેશે અને વનવાસને બહાને રાક્ષસોનો વધ કરી દંડકારણ્યવાસી મુનિઓને ભયથી ઉગારશે, તથા અનેક તીર્થોને તથા પ્રાણીઓને પાવન કરશે. સીતાજીનું હરણ થવાથી થનારા શોકમોહ આદિ ભાવ બતાવવાને બહાને અને રાવણ આદિના વધથી પૃથ્વીમાં સ્ત્રીસંગી પુરુષો કોઈ રીતે નિરાંતે બેસી શકતા નથી તેવો તે સર્વ મનુષ્યોને બોધ આપશે. પછી વાનર આદિ( જે યુદ્ધમાં મરી જશે તે ) ને ફરીવાર જીવતા કરશે. અગ્નિપ્રવેશ દ્વારા સીતાજીની શુદ્ધિને ઈચ્છી પોતાનું પવિત્ર ચરિત શિષ્ટપુરુષોને સંમત છે એવું દેખાડી આપશે. પોતે જીવન્મુક્ત અને નિઃસ્પૃહ છતાં કર્મમાર્ગના અધિકારી પુરુષોની કર્મ વડે જ શુભ ગતિ છે, એવું બતાવવા કર્મકાંડમાં પરાયણ થશે તથા કર્મ અને ઉપાસના એ બંનેના અધિકારી પુરુષને બ્રહ્મલોક આદિ ગતિ બતાવવાને પોતે પણ એ બંનેનું સાથે અનુષ્ઠાન કરશે. જેઓને એમનાં દર્શન થશે, જેઓના કાન પર કથા દ્વારા કે કીર્તન દ્વારા તેમનું શ્રવણ થશે, જેઓ શ્રીરામ-ચરિતનો કથા દ્વારા કે કીર્તન દ્વારા બોધ આપશે, તેવા સર્વ અવસ્થામાં શ્રીરામચંદ્રજીને અનુસરનારા ભક્ત લોકોને પોતે જીવન્મુક્તિ આપશે. ઉપર પ્રમાણે આ મહાત્મા પરમપુરુષ રામચંદ્રજીએ ત્રણે લોકનું અને મારું સંપૂર્ણ રીતે હિત કરવાનું છે; ( હે સભાસદો ! ) આ રામચંદ્રજીને તમે નમસ્કાર કરો. માત્ર એટલાથી જ તમારે ( જે શત્રુરૂપ અજ્ઞાન ) જીતવાનું છે, તે જિતાઈ ગયેલું જ તમે સમજો અને તમારામાંથી પણ કોઈ ધીર અને વીર પુરુષ આ રામચંદ્રજીની પેઠે જીવન્મુક્ત અને ઘણા કાળ સુધી નિર્વિકલ્પ સમાધિમાં શાંતિને પામી જઈ સુખથી વૃદ્ધિને પ્રાપ્ત થાઓ.

વાલ્મીકિ બોલ્યા : એ પ્રમાણે વિશ્વામિત્ર ઋષિનાં વચનથી ઉદાર ( પાછળના ) ચરિત્રરૂપી રામની કથા સાંભળી વસિષ્ઠજી આદિ શ્રેષ્ઠ યોગીશ્વરો અને બીજા સિદ્ધ પુરુષો રામચંદ્રજીના ચરણકમળની રજને નમસ્કાર કરવામાં અને સદાકાળ રામચંદ્રજીના સ્મરણમાં શ્રદ્ધાવાન બની ગયા. ભગવાન વસિષ્ઠજી અને બીજા મહર્ષિઓને રામચંદ્રજીની એટલી જ કથાથી સંતોષ થયો નહિ. તેથી તેઓ રામચંદ્રજી કે જે ગુણોના ભંડારરૂપ છે, તેમના સદ્‌ગુણોને બીજા પાસેથી સાંભળતા હતા અને સાંભળીને બીજાઓને કહેતા હતા. પછી ભગવાન* વસિષ્ઠઋષિએ વિશ્વામિત્રમુનિને ( નીચે પ્રમાણે ) કહ્યું.

વસિષ્ઠ બોલ્યા : હે વિશ્વામિત્ર ઋષિ ! રઘુકુળમાં અવતરેલા અને કમળના જેવાં સુંદર નેત્રવાળા શ્રીરામચંદ્રજી પ્રથમ કોણ હતા ? કોઈ દેવ હતા કે કોઈ મનુષ્ય હતા, એ આપ કહો.

વિશ્વામિત્ર બોલ્યા : આ જે વાત હું કહું છું, તે ઉપર જ તમે વિશ્વાસ રાખો. આ શ્રીરામચંદ્રજી પરમપુરુષ ભગવાન છે કે જેમણે જગતને માટે ક્ષીરસાગરને વલોવ્યો હતો. ગંભીર ઉપનિષદો જેમને પ્રમાણરૂપે વર્ણવે છે, તે પરિપૂર્ણ પરમ આનંદસ્વરૂપ છે, સર્વત્ર સમાનરૂપે રહ્યા છે તથા શ્રીવત્સનું લાંછન ધારણ કરનારા શ્રીકૃષ્ણ પણ એ જ પોતે જ છે. એ રામચંદ્રજીને જો સારી રીતે ભક્તિ વડે પ્રસન્ન કરવામાં આવે, તો સર્વ પ્રાણીઓને એ બધા પુરુષાર્થો આપે છે. એ શ્રીરામચંદ્રજી કોપ પામે તો સંહાર કરી દે છે. આ સર્વ દૃશ્ય મિથ્યા પદાર્થો એમના જ રચેલા છે. જગતના આદિપુરુષ, જગતને ઉત્પન્ન કરનારા, જગતનું પાલન કરનારા અને મહાત્મા પુરુષોના એ પરમપ્રિય સહાયક છે. અંદર નિઃસાર છતાં ઉપરથી કોમળતાવાળા સંસારરૂપી ધુતારાના

* ऐश्वर्यस्य समग्रस्य वीर्यस्य यशसः श्रियः ।
ज्ञानवैराग्ययोश्चैव षण्णां भग इतीरणा ॥

સંપૂર્ણ ઐશ્વર્ય, વીર્ય, યશ, લક્ષ્મી, જ્ઞાન અને વૈરાગ્ય એ છ ઐશ્વર્યને ભાગ કહે છે; અને તે જેમાં હોય તે ભગવાન કહેવાય છે.

પંજામાં નહિ ફસાયેલા વીતરાગ પુરુષો જે આનંદરૂપી મહાવિસ્તીર્ણ સમુદ્રમાં પ્રવેશ કરે છે, તે આ શ્રીરામચંદ્રજી પોતે જ છે. પરમપુરુષ એવા શ્રીરામચંદ્રજી કોઈ વખતે જ્ઞાન વડે મુક્ત થયાની પેઠે પોતાના સ્વરૂપમાં સ્થિર થઈ રહે છે, કોઈ વખત નિત્યમુક્તની પેઠે તુરીયપદમાં શાંતિ લે છે, કોઈ વખતે માયાના નિયંતારૂપે થઈ રહે છે અને કોઈ વખતે માયાની અંદર બંધાઈ રહ્યા જેવા જણાય છે. સત્ત્વ, રજ અને તમ એ ત્રણ ગુણરૂપી ગહન વનને ઉલ્લંઘી રહેલા આ દેવ જ વેદત્રયીરૂપી શરીરને ધારણ કરી રહ્યા છે અને વેદના પારમાર્થિક સ્વરૂપભૂત છે તથા પોતાનાં છ અંગોથી (શિક્ષા, કલ્પ, વ્યાકરણ, છંદ, જ્યોતિષ અને નિરુક્ત એમનાથી) સર્વત્ર જય મેળવી રહ્યા છે. આ જગતના પાલક વિષ્ણુ છે, જગતના સરજનહાર બ્રહ્મા પણ આ પોતે જ છે અને જગતનો સંહાર કરનારા ત્રિનેત્ર મહાદેવજી પણ આ શ્રીરામચંદ્રજી જ છે. આ શ્રીરામચંદ્રજી જન્મ વિનાના હોવા છતાં માયાના સંબંધથી અવતાર ગ્રહણ કરે છે. તે મોહરૂપી નિદ્રા વડે ઘેરાયેલા ન હોવાથી સદાકાળ જાગ્રત છે. આ પૂજ્ય ભગવાન શ્રીરામચંદ્રજી નિરાકાર છતાં વિશ્વરૂપને ધારણ કરી રહ્યા છે. જેમ પરાક્રમ વિજયને ખેંચી લાવે, તેજ પ્રકાશને ખેંચી લાવે અને શાસ્ત્ર બુદ્ધિની ઉત્કૃષ્ટતાને ખેંચી લાવે, તેમ આ શ્રી-રામચંદ્રજીને ગરુડજી (પોતે વાહન બની) જવાના દેશ તરફ લઈ જાય છે. આ રાજા દશરથને ધન્ય છે કે જેને ત્યાં આ પરમપુરુષ શ્રીરામચંદ્રજી પુત્રરૂપે અવતર્યા છે; અને રાવણને પણ ધન્ય છે કે જે રામચંદ્રજીને (આ મારો સામો લડનૈયો છે એમ) ચિત્તથી ચિંતન કરનાર છે. સ્વર્ગમાં અને પાતાળમાં અત્યારે વિષ્ણુનો દેહ નહિ હોવાથી તેનો મહિમા ઓછો થયો છે. શ્રીરામ-ચંદ્રજીના પધારવાથી આ મધ્યમ લોક (ભૂલોક) શ્રેષ્ઠતાને પ્રાપ્ત થયો છે. ક્ષીરસાગરની અંદર શેષશય્યામાં પોઢનારા શ્રીશેષશાયી ભગવાન પોતે રામચંદ્રજીરૂપે અવતરેલા છે. ચિદાનંદમાં એક-રસરૂપે નિમગ્ન થઈ ગયેલા આ રામચંદ્રજી નાશરહિત સાક્ષાત્ પરમાત્મા જ છે. ઇન્દ્રિયોના સમૂહનો સંયમ કરનાર યોગીઓ રામચંદ્રજીને સારી રીતે જાણે છે. બાકી આપણે તો આ સામાન્ય રૂપનું વર્ણન કરવાને અને દર્શન કરવાને શક્તિમાન છીએ. આ ભગવાન રામચંદ્રજી રઘુકુળના પાપનો ક્ષય કરનાર છે, એમ અમારા સાંભળવામાં છે; માટે હે વસિષ્ઠ ઋષિ! તમે કૃપા કરી એમને વ્યવહારપરાયણ કરો.

વાલ્મીકિ બોલ્યા: ઉપર પ્રમાણે કહી મહામુનિ વિશ્વામિત્ર મૌન રહ્યા અને મહા-તેજસ્વી વસિષ્ઠમુનિએ શ્રીરામચંદ્રજીને (નીચે પ્રમાણે) કહ્યું.

વસિષ્ઠ બોલ્યા: હે રામ! હે રામ! હે મહાબાહુ! હે મહાપુરુષ! હે મહાચૈતન્યમય! આ તમારો શાંતિનો કાળ નથી. માટે વ્યુત્થિત થઈ લોકોને આનંદ ઉપજાવો. જ્યાં સુધી લોકદૃષ્ટિમાં અધિકારી થવારૂપ લૌકિક વિચાર બરાબર સિદ્ધ થયો નથી. ત્યાં સુધી યોગીપુરુષને નિર્મળ એવું રૂઢ સમાધિપણું ઘટતું નથી; માટે તમે કેટલોએક સમય ક્ષય થવાના સ્વભાવવાળા રાજ્ય આદિ વિષયોનો અનુભવ કરી અને દેવતાઓના પણ કાર્યરૂપ ભારને ઉતારી નાખી, તે પછી ભલે સમાધિનું સેવન કરો અને સુખી થાઓ.

વાલ્મીકિ બોલ્યા: ઉપર પ્રમાણે ગુરુ વસિષ્ઠજીએ કહ્યા છતાં શ્રીરામચંદ્રજી પરબ્રહ્મમાં લય પામી જવાને લીધે (સર્વ મન, ઇન્દ્રિયો આદિનો ઉપશમ થઈ જવાથી) કશું પણ બોલ્યા નહિ. ત્યારે વસિષ્ઠઋષિએ ધીરેથી સુષુમ્ણા નાડી દ્વારા તેમના હૃદયમાં પ્રવેશ કર્યો. પ્રથમ (પ્રાણ આદિ સર્વના બીજરૂપ) આધારશક્તિમાં, પછી (પ્રાણોનો આવિર્ભાવ થતાં) પ્રાણોમાં અને પછી (ચિત્તનો આવિર્ભાવ થતાં) ચિત્તમાં ચિદાભાસરૂપે પ્રવેશ કરનાર પ્રકાશસ્વરૂપ એ જીવ પ્રાણ દ્વારા સર્વ નાડીઓનાં છિદ્રોમાં પ્રવેશ કરી જ્ઞાનેન્દ્રિય અને કર્મેન્દ્રિય એ બંનેને સારી રીતે પુષ્ટ (તૈયાર) બનાવી દઈ, ધીરેથી નેત્રો

ઉઘાડી બહાર પૂજ્ય વસિષ્ઠ આદિ વિદ્વાન મહર્ષિ-ઓનાં દર્શન કરી, પોતે કૃતકૃત્યતાથી સર્વ કામનાથી રહિત હોવાને લીધે અને કાર્ય—અકાર્ય સંબંધી ચિંતાથી પણ રહિત હોવાને લીધે 'આ બધાઓ હવે મને શું કહેશે?' એવી રાહ જોઈ સ્થિર થઈ રહ્યો. પછી પ્રથમનાં વસિષ્ઠજીનાં વાક્યો સાંભળી તથા આ ગુરુવાક્ય છે, માટે તેનો તિરસ્કાર કરવો નહિ એવી પિતા, ભ્રાતા, મિત્ર આદિ તરફની પ્રાર્થના પણ સાંભળી લઈ, રામચંદ્રજી કે જે સર્વજ્ઞ છે તે સમાહિતપણાથી (એકાગ્રતાથી) આ પ્રમાણે બોલ્યા: 'આપની કૃપાથી હવે આ શરીર વિધિનું કે નિષેધનું અધિકારી નથી, તથાપિ આપનું વાક્ય સદાકાળ માનનીય છે; કેમ કે હે મહામુનિ! વેદ, શાસ્ત્ર, પુરાણો તથા સ્મૃતિઓમાં પણ ગુરુનું વાક્ય વિધિરૂપ (પાળવા યોગ્ય) કહેલું છે અને ગુરુના વચનનો તિરસ્કાર કરવો તે નિષેધરૂપ કહ્યું છે.' આ પ્રમાણે કહી મહાત્મા વસિષ્ઠઋષિના ચરણકમળને મસ્તક વડે ધારણ કરી લઈ સર્વાત્મા મહાદયાળુ શ્રીરામચંદ્રજીએ સર્વ પ્રત્યે (નીચે પ્રમાણે) કહ્યું.

રામ બોલ્યા: હે સર્વ સભાસદો! તમારું સર્વનું કલ્યાણ થાઓ. તમે આ વાતનું શ્રવણ કરો કે જેની અનુભવપૂર્વક ખાતરી કરી નિશ્ચય કરવામાં આવેલ છે. આત્મજ્ઞાનથી તથા આત્મવેત્તા ગુરુથી બીજું કાંઈ પણ વિશેષ નથી.

સિદ્ધ આદિ સભાસદો બોલ્યા: હે રામચંદ્રજી! આ વાત જેમ આપ કહો છો તેમ જ અમારા મનમાં સ્થિર થઈ રહી હતી. વળી તમારી કૃપાથી સંવાદ થતાં એ સર્વ બરાબર દૃઢ થઈ ગયું છે. હે મહારાજા રામચંદ્રજી! તમે સુખી થાઓ. અમે તમને (રજા લેવા માટે) નમન કરીએ છીએ અને વસિષ્ઠજીની પણ આજ્ઞા લઈ, જેમ આવ્યા હતા તેમ પાછા આજે જવા માગીએ છીએ.

વાલ્મીકિ બોલ્યા: ઉપર પ્રમાણે કહી શ્રીરામચંદ્રજીની સ્તુતિ કરતા એ સર્વ સભાસદો ત્યાંથી ચાલ્યા ગયા અને તેમાંનાં મસ્તક ઉપર પુષ્પોની વૃષ્ટિ થવા લાગી. આ સર્વ શ્રીરામચંદ્રજીની (જીવન્મુક્તિમાં વિશ્રાંતિ થતાં સુધી ચાલેલા સંવાદની) કથા મેં તમને કહી. હે ભરદ્વાજમુનિ! આ ક્રમયોગ વડે તમે સુખી થાઓ. આ પ્રમાણે મુનિશ્રેષ્ઠ શ્રીવસિષ્ઠજીનાં વચનોની હારરૂપી રત્નની માળાથી વિચિત્ર પ્રકારે સુશોભિત થઈ રહેલી આ શ્રીરામચંદ્રજીની જીવન્મુક્તિની સિદ્ધિ મેં તમને કહી સંભળાવી છે કે જે સર્વ કવિઓનાં કુળોને અને યોગીઓને સેવવા યોગ્ય છે. જો પરમ ગુરુના કૃપાકટાક્ષથી શ્રવણાદિ દ્વારા એ સેવામાં આવે, તો તે મોક્ષના માર્ગ ઉપર (પ્રથમ બતાવેલા યોગભૂમિકાના ક્રમ ઉપર) ચડાવી દે છે. જે પુરુષ નિરંતર શ્રીરામચંદ્રજીના અને વસિષ્ઠજીના સંવાદનું શ્રવણ કરે છે, તે ભલે સર્વ (રાગ, દ્વેષ, મોહ, મલિનતા આદિ દોષવાળી) અવસ્થામાં રહ્યો હોય, તોપણ શ્રવણમાત્રથી એ સર્વ દોષોથી રહિત થઈ જાય છે અને પછી શમ-દમ આદિ ગુણો મેળવી બ્રહ્મને પ્રાપ્ત થાય છે. ૧-૧૧૧

**य इमं शृणुयान्नित्यं विधिं रामवसिष्ठयोः ।**
**सर्वावस्थोऽपि श्रवणान्मुच्यते ब्रह्म गच्छति ॥१११**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના પૂર્વાર્ધનો 'રામવ્યુત્થાન' નામનો સર્ગ
૧૨૮ મો સમાપ્ત

# निर्वाण-प्रकरण (पूर्वार्धे) समाप्त

ॐ

॥ आदिकवि श्रीवाल्मीकिमुनिप्रणीत ॥

# श्रीयोगवासिष्ठ

# महारामायण

## શુદ્ધ ગુજરાતી ભાષાંતર

## ६–निर्वाण–प्रकरण (उत्तरार्ध)

## સર્ગ ૧ લો.*

### જીવન્મુક્તનો જીવનક્રમ

श्रीराम उवाच ।

**नैष्कर्म्यात्कल्पनात्यागात्तनुः पतति देहिनः । कथमेतदतो ब्रह्मन् संभवत्याशु जीवतः ॥ १ ॥**

રામ બોલ્યા: હે મહારાજ! સંકલ્પનો ત્યાગ થતાં સર્વ ક્રિયામાત્ર શાંત થઈ જવાને લીધે તત્કાળ મનુષ્યનું શરીર પડી જાય છે, તો પછી આપ જે સંકલ્પના ત્યાગની વાત કહો છો તે જીવતા મનુષ્યને શી રીતે સંભવે?

વસિષ્ઠ બોલ્યા: જે મનુષ્ય જીવતું હોય તેને જ સંકલ્પનો ત્યાગ ઘટી શકે છે, બાકી નિર્જીવ હોય તેમાં ઊલટી એ વાત ઘટી શકતી નથી. એ સંકલ્પત્યાગનું યથાર્થ રૂપ હું તમને કહું છું તે તમે સાંભળો કે જે કાનને અલંકારની પેઠે અતિ શોભા આપનાર છે. સંકલ્પના રૂપને જાણનારા વિવેકી પુરુષો દેહ વગેરેમાં 'હું' એવો અહંકારનો અધ્યાસ થવો, તેને જ સંકલ્પ કે કલ્પના કહે છે; અને એ મર્યાદાવાળા અધ્યાસને છોડી દઈ તેમાં ચૈતન્યરૂપ આકાશ કે જે પોતાનું વાસ્તવ સ્વરૂપ છે, તેની ભાવના કરવી તે સંકલ્પત્યાગ કહેવાય છે. સંકલ્પના સ્વરૂપને ઓળખનારા વિદ્વાનોએ આત્મા સિવાય ઈતર પદાર્થમાં જે કાંઈ આસક્તિ થવી તેને જ (સંકલ્પનું મૂળ હોવાથી) સંકલ્પ કહેલો છે; અને ચૈતન્ય આત્માથી બીજું કાંઈ જુદું નહિ હોવાથી, તે સર્વમાં એક ચૈતન્ય આકાશની જ ભાવના થવી, તેને સંકલ્પત્યાગ કહેવામાં આવે છે. અમુક દેહ

---

* આ પહેલા સર્ગમાં મમતા, અહંકાર અને સંકલ્પ—વિકલ્પ આદિથી રહિત મુક્ત પુરુષો જે રીતે જીવે છે અને ચેષ્ટા કરે છે, તે યુક્તિ કહેવામાં આવશે.

વગેરે દૃશ્ય પદાર્થો પરમાર્થ રીતે સત્ય છે એવું જે કાંઈ અભિમાન થવું તેને ઉત્તમ પુરુષોએ સંકલ્પરૂપે કહેલ છે; અને એ સર્વ દેહાદિક દૃશ્ય પદાર્થોના આકાશના કાર્યરૂપ વાયુ આદિ ચાર ભૂતોનો વિકાર હોવાથી ફક્ત એક આકાશરૂપ જ છે એવી ભાવના થવી તે, કિંવા એ સઘળું ચૈતન્યરૂપ આકાશમાં મિથ્યા કલ્પાયેલું હોવાથી ચૈતન્ય આકાશરૂપે જ છે, એવી તેમાં ભાવના થવી તે સંકલ્પનો ત્યાગ કહેવાય છે. અનુભવમાં આવી ગયેલી બાબતનું અને નહિ અનુભવાયેલી બાબતનું એમ બે રીતે સ્મરણ થાય છે. કોઈ પણ રીતે જે કાંઈ સ્મરણ થાય, તે સંકલ્પ જ છે એમ તમે સમજો અને કોઈ બાબતનું કાંઈ પણ સ્મરણ જ ન થવું, એમાં જ કલ્યાણ રહેલું છે એમ વિવેકીઓ સમજે છે. હે મહાબુદ્ધિશાળી રામચંદ્રજી! અનુભવમાં આવેલા વિષયોની અને નહિ અનુભવાયેલા વિષયોની, એ બંને જાતની સ્મૃતિનો અને બીજી પણ સર્વ ચિત્તમાં ઊઠતી વૃત્તિઓનો ત્યાગ કરી ચિત્તને કાબૂમાં લાવી પરબ્રહ્મમાં લીન થઈ જઈ લાકડાની પેઠે તમે નિશ્ચળ રહી લાંબું આયુષ્ય ભોગવો. ચિત્તમાંથી સર્વ પદાર્થમાત્રના સ્મરણરૂપ સંકલ્પને છોડી દઈ, પ્રારબ્ધયોગે પ્રાપ્ત થયેલાં અને પૂર્વના અભ્યાસને અનુસરી કરવામાં આવતાં કર્મોમાં અડધા ઊંઘતા નાના બાળકની ચેષ્ટાની પેઠે (નિ:સંકલ્પપણાથી) તમે પ્રવૃત્તિ કરો. હે નિષ્પાપ રામચંદ્રજી! જેમ કુંભારનો ચાકડો સંકલ્પરહિતપણાથી વેગ વડે ફર્યા કરે છે, તે જ રીતે તમે પ્રારબ્ધના સંસ્કારને અધીન રહી નિ:સંકલ્પપણે કર્મમાં પ્રવૃત્ત રહો. મલિન વાસનાવાળું ચિત્ત જ જેનું નષ્ટ થઈ ગયું છે, એવા તમે વાસના વગરનું મન કે જેને વિવેકી પુરુષો સત્ત્વ એવા નામથી કહે છે તેના શુભ સંસ્કારોને અનુસરી પોતાના પ્રવાહમાં પડેલાં કાર્યોમાં ચેષ્ટા કરો. હું ઊંચા હાથ કરી પોકારું છું કે, સંકલ્પ ન ઊઠવા તે પરમ કલ્યાણરૂપ છે, તેને શા માટે અંદર દૃઢ રીતે ધારણ કરતા નથી? પરંતુ મારી એ વાત કોઈ સાંભળતું નથી. અહો! મોહનો મહિમા કેટલો બધો બળવાન છે કે સર્વ દુ:ખોની નિવૃત્તિ કરવાવાળો વિચાર નામનો ચિંતામણિ હૃદયમાં રહ્યા છતાં મનુષ્યો તેનો ત્યાગ કરે છે. સંકલ્પ ન ઊઠવો એટલે કે ચિત્તમાં કોઈ પણ જાતની વૃત્તિને સ્ફુરવા ન દેવી તે; અર્થાત્‌-દૃશ્ય દર્શન આદિથીરહિત શુદ્ધ આત્મતત્ત્વ જ બાકી રહે, માટે તન્મય (આત્મમય જ) થઈ રહેવું, એટલું જ માત્ર પરમકલ્યાણકારક છે, એનો અનુભવ તમે જાતે જ કરી લો. હે રામચંદ્રજી! સંકલ્પરહિત સ્થિતિમાં રહેવાથી એવું ઉત્કૃષ્ટ પરમપદ પ્રાપ્ત થાય છે કે જ્યાં પરમ સામ્રાજ્ય પણ એક સાધારણ તણખલા જેવું સાવ હલકું લાગે છે. માત્ર જવાના પ્રદેશ તરફ જ લક્ષ્ય રાખનાર મુસાફરના પગની જેમ સંકલ્પ વિના સ્વાભાવિક રીતે જ ક્રિયા થયા કરે છે. તે પ્રમાણે તમે પોતાનાં કૃત્યોમાં ઊઠતા સંકલ્પો છોડી દઈ આવી પડેલું કામ પૂરુ કરો, સૂતેલા મનુષ્યની પેઠે સર્વ કર્મમાત્રના ફળની તૃષ્ણાને સંપૂર્ણ રીતે છોડી દઈ આવી પડેલાં કાર્યમાં સંકલ્પ વિના જ તમે ચેષ્ટા કરો. જેમ પોતાની મેળે (જડ હોવાથી) ચેષ્ટા વગરનું કોમળ ઘાસ વાયુ આદિના પ્રવાહમાં તણાઈ પોતે ગતિ કરતું લાગે છે, તેમ તમે પણ આપોઆપ આવી પડેલાં કાર્યોમાં સંકલ્પ કર્યા વિના અને સુખ—દુ:ખની ભાવના કર્યા વિના જ પ્રવૃત્તિ કરો. કેમ જાણે બીજાને કૌતુક ઉપજાવવા માટે નૃત્ય કરતી હોય તેમ દેખાતી લાકડાની પૂતળી પોતે અંદર વાસનારહિત અને શૃંગાર આદિ રસની ભાવના વિનાની હોવા છતાં ક્રિયા કર્યે જાય છે; તેમ તમને પણ બહાર યથોચિત રીતે કર્મ કરતાં છતાં અંદરથી તેમાં 'આ સંપૂર્ણ રીતે ખરેખર સુખરૂપ જ છે' એવી ભાવના ન થાઓ. ઉનાળામાં સુકાયેલી વેલો જેમ કહેવા પૂરતી જ દેખાય છે, તેમ તમારી ઇન્દ્રિયોને સર્વ વિષયો રસ વિનાના લાગો. અન્નમય આદિ પાંચ કોશો સાથેની ચિદાભાસની સત્તા કે જેનો વાસનારૂપી રસ જ્ઞાનરૂપી સૂર્યે ખેંચી લીધો છે, તે વડે તમે ચેષ્ટા કરતા રહી, વેલથી

વીંટાઈ રહેલું વૃક્ષ જેમ શિયાળામાં નીરસ થઈ જાય, તેમ અંદર નીરસ ( વાસનારહિત ) થઈ જઈ, યંત્રની ચેષ્ટાના જેવા સંકલ્પરહિત ચેષ્ટા કરનારા થઈને રહો. શિયાળો જેમ વૃક્ષોને બહારનું જળ મળતાં છતાં અંદરના રસથી જ નભાવે છે, તેમ જોકે ઇન્દ્રિયો સ્વભાવે જ બહારના રસ લેવામાં જ પ્રેરાય છે, તોપણ તે ઈન્દ્રિયોને રોકી રાખી, સર્વ આનંદની સીમારૂપ આત્મચૈતન્ય જ જેના જીવનનું સાધન છે, એવી ( આત્માકારે ) બનાવી દઈ તેનું ધારણ કરો. તમે કર્મ કરો અથવા ન કરો, પરંતુ જ્યાં સુધી તમારી ઈન્દ્રિયોની વૃત્તિઓ વિષયરસમાં વાસનાવાળી હશે, ત્યાં સુધી આ સંસારનાં જન્મ -મરણ આદિ અનર્થોનો સાથ કદી પણ છૂટવાનો નથી. જેમ પવન, અગ્નિની જ્વાળા, યંત્ર અને પાણી ( વિચાર વિના ) આપોઆપ જ ગતિ કરે છે. તેમ તમે પણ સંકલ્પરહિત થઈ કર્મ કરતા રહેશો. તો અંતરહિત મોક્ષરૂપ પરમ કલ્યાણને મેળવવા સમર્થ થશો. વાસના વિના કર્મો કરવાં એ જ પરમ ધૈર્ય કહેવાય છે અને એ જ જન્મરૂપી તાવને દૂર કરનાર છે. વાસના અને સંકલ્પથી રહિત થઈ. આવી પડેલા સંજોગોને સ્વીકારી લઈ, ચાક ઉપર ફરનારા ઘટાદિકની પેઠે ધીરેધીરે શાંત થતા જઈ તમે પોતાનાં કર્મોમાં પ્રવૃત્તિ રાખો. તમે કર્મના ફળમાં ઈચ્છા રાખો નહિ; તેમ જ કર્મનો ત્યાગ કરવામાં પણ 'આથી અમુક ફળ મળવાનું છે' એવી ઈચ્છા પણ ન થાઓ. એ આસક્તિને અથવા ફળની ઈચ્છાને છોડી દઈ કર્મ કરવા કે તેનો ત્યાગ કરવો એ બંને વાતનો તમે અંગીકાર કરો અથવા ત્યાગ કરો, એ બંને સરખું જ છે. અહીં વિશેષ કહેવાની કાંઈ જરૂર નથી. સંક્ષેપમાં માત્ર એટલું જ કહેવાનું છે કે, સંકલ્પ થવો તે મનને બંધનમાં નાખનાર છે અને સંકલ્પ ન થવો તે મુક્તપણું છે. અહીં કોઈ કાળે કે કોઈ સ્થળે કાંઈ કરવાનું કે ત્યાગ કરવાનું છે નહિ. સર્વ જન્મરહિત, શાંત અને અનંત પરબ્રહ્મરૂપ જ છે માટે તે જ સ્વરૂપમાં તમે રહો. કર્મને વિષે નિષ્ક્રિય બ્રહ્મભાવને અને નિષ્ક્રિય બ્રહ્મભાવ વડે સ્વરૂપમાં રહેવાય તેવાં કર્મો જોઈ લઈ, જેવા હોય તેવા સર્વ પદાર્થમય એક ચિદાત્મારૂપે થઈ રહી, તમે ભલે જેમ સુખ મળે તેમ શાંતપણે રહો. કોઈ પણ જાતનો સંકલ્પ જ ન થવા દેવો તેને વિદ્વાનો યોગ કહે છે કે જે સ્વાભાવિક રીતે જ ચિત્તનો નાશ કરનાર છે; માટે તમે અત્યંત તન્મય થઈ જઈ જેવા હમણાં છો તેવા જ ભલે રહો. સર્વત્ર સમાન રીતે રહેલા, શાંત, સુખરૂપ, સૂક્ષ્મ, બેપણું કે એકપણું વગેરે ભાવથી રહિત, સર્વવ્યાપી, અનંત અને શુદ્ધ પરબ્રહ્મમાં શું અને શાથી ખેદ પામવાનું છે? કાંઈ નથી. જેમ મરુભૂમિમાં ( જળ ન હોવાને લીધે ) અંકુર જ થતો નથી, તેમ તમારામાં સંકલ્પનો ઉદય જ ન થાઓ; અને જેમ પથ્થરના અંદરના નક્કર ભાગમાં વેલો નથી ઊગતી, તેમ તમારામાં ઈચ્છા પ્રકટ ન થાઓ. જે પુરુષ સંકલ્પરહિત શાંત બ્રહ્મરૂપ જ છે, તે જીવતો હોય ત્યારે કિંવા વિદેહમુક્ત થાય ત્યારે પણ તેને લોક સંબંધી કે વેદ સંબંધી કર્મ કરવાથી કે ન કરવાથી આ લોક સંબંધી કે પરલોક સંબંધી કશું પ્રયોજન રહેતું નથી; કેમ કે તમે કે જે નિરંતર આત્મદૃષ્ટિએ સર્વત્ર અભેદરૂપે રહ્યા છો અને કર્મ તથા અકર્મ એ બંનેના બાધની અવધિરૂપ તથા આત્મારૂપ છો તે હમણાં પ્રાતિભસિક કર્મરૂપે દેખાવ છો; પરંતુ ખરી રીતે તમારામાં કર્મપણું છે નહિ. આ પ્રમાણે તમે માત્ર આભાસરૂપે કર્તા દેખાઓ છો; પરંતુ તમારામાં સત્ય દૃષ્ટિએ કર્તાપણું છે નહિ. દેહાદિકમાં 'આ હું અને આ મારું' એવો સંકલ્પ જ્યાં સુધી સ્ફુર્યા કરશે, ત્યાં સુધી તમે કદી પણ આ સંસારરૂપી દુ:ખથી મુક્ત થવાના નથી; તથા 'આ હું અને આ મારું' એવા સંકલ્પથી રહિત થશો, તો એ દુ:ખથી મુક્ત થઈ જશો. હવે આ બંને વાતમાં જે તમારા મનમાં રુચતી હોય તેનો તમે આશ્રય કરો. હું અને મારુ એ તત્ત્વદૃષ્ટિથી જોતાં છે નહિ: અને જો કાંઈ છે તો તે સર્વ પરિપૂર્ણ રીતે પરમાત્મારૂપ જ છે.

એ પરમ શિવથી વળી જુદું આ દૃશ્યરૂપ જગત ભાસે છે, તે તો અનિર્વચનીય છે. જે કાંઈક (અનિર્વચનીય રીતે) આ જગત દેખાય છે, તે ખરેખર પરમાત્માથી જુદી સત્તાવાળું નહિ હોવા છતાં જેમ સુવર્ણનું બાજુબંધપણું ભાસે, તેમ જુદું ભાસે છે એ જગતનું અધિષ્ઠાન એટલે જેમાં એ જગત સ્વપ્ન, ઈન્દ્રજાળ આદિની પેઠે કલ્પાયેલું છે, તે તત્ત્વ જ સત્ય છે, દૃશ્ય —દર્શન આદિથી રહિત છે અને પરમાર્થરૂપે છેવટે એ જ અવશ્ય રહે છે. ૧-૩૭

**यद्दृश्यते जगदिदं खलु किंचिदेत-**
**द्धेम्नोऽङ्गदत्वमिव भाति न विद्यमानम् ।**
**अस्य क्षयं विदुरवेदनमेव पश्चात्**
**सत्यं तदेव परमार्थमथावशिष्टम् ॥ ३७ ॥**

**શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના ઉત્તરાર્ધનો 'જીવન્મુક્તોનો જીવનક્રમ' નામનો સર્ગ ૧લો સમાપ્ત**

# સર્ગ ૨ જો*

## જગતનું બ્રહ્મમયપણું અને કર્મબીજનાશ

વસિષ્ઠ ઉવાચ

**अद्वैतैक्यं विमननं शांतमात्मन्यवस्थितम् ।**
**यथा पंकमयं सैन्यं तथा शिवमयं जगत् ॥१॥**

વસિષ્ઠ બોલ્યા : આ જગત દ્વિત્વ—એકત્વ આદિ સંકલ્પોથી રહિત અને શાંત પરમાત્મારૂપે જ પોતાના પારમાર્થિક સ્વરૂપમાં રહેલું છે. જેમ ગારામાંથી બનાવેલી સેના (રમકડાં) ગારારૂપ જ છે, તેમ પરમાત્મામાં કલ્પાયેલું આ જગત પણ પરમાત્મારૂપ જ છે. કાળ, આકાર, ક્રિયા, નામ, શક્તિ અને રચના એ સર્વની સાથે મન, અહંકાર અને બુદ્ધિ આદિ ચિત્ત એ પરમાત્મારૂપ જ છે. બહાર રૂપ આદિ વિષયોનો અનુભવ થવો તે અને મનની અંદર વિકલ્પો થવા તથા ગ્રહણ કરવું અને છોડી દેવું એ આદિ માનસિક કર્મો એ સર્વ પરમાત્મારૂપી પંકમય (ગારાનું) જ છે. દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય એ ત્રિપુટીરૂપ પરમાત્મા જ દેખાવમાં આવતા હોવાથી સઘળું તે રૂપ અને અનંત છે, માટે કોણ કોને પ્રકાશ કરે? પ્રમાતા, પ્રમાણ અને પ્રમેય એ વગેરેનું તથા દેશ અને કાળનું, દિશા આદિનું તેમ જ દૃશ્ય પદાર્થનો ભાવઅભાવરૂપે વિવિધ પ્રકારે ભાસ થયા કરવો એ આદિ સર્વનું તાત્ત્વિક સ્વરૂપ પરમાત્મારૂપ પંકમય જ છે; માટે હું અને મારું જેની સત્તાથી તથા જેના વિશાળ સ્વરૂપમાં દેખાય છે, તે પરમેશ્વર જ સર્વના સારરૂપ છે, તે વિના બીજું કશું સારરૂપ નથી; તેથી તમે કોઈ વિષયમાં આસક્તિ વડે બુદ્ધિને નહિ બાંધતાં, પથ્થરની અંદર જેમ મનવાણી આદિનું ચેષ્ટારહિતપણું હોય, તેમ નિઃસંકલ્પ અને મનવાણી આદિની ચેષ્ટાથી રહિત થઈને રહો.

રામ બોલ્યા : હે મહાસમર્થ ગુરુ મહારાજ! હું અને મારું એવું અભિમાન કે જેનું મૂળ રૂપ તપાસીએ તો સાવ મિથ્યા જ છે, તેને ત્યાગ કરનાર જ્ઞાની પુરુષને કર્મોનો ત્યાગ કરવાથી શી હાનિ થાય અને કર્મો કરવાથી શો લાભ થાય?

વસિષ્ઠ બોલ્યા : હે નિષ્પાપ રામચંદ્રજી! હું તમને પૂછું છું તે યથાર્થ રીતે તમે જો જાણતા હો તો કહો કે વાસ્તવિક રીતે પ્રથમ કર્મ જ શી વસ્તુ છે? એ કર્મનો વિસ્તાર કેવો છે? તેનું મૂળ શું છે? તેમાં નાશ કરવાનું શું છે અને શી રીતે નિપુણતા વડે તેનો નાશ કરી શકાય?

રામ બોલ્યા : હે મહારાજ! જે કાંઈ નાશ કરવાનું હોય તેને મૂળમાંથી જ ઉખેડી નાખવામાં આવે, તો જ તેનો નાશ થઈ શકે છે, બાકી ઉપરની ડાળીઓ વગેરેને કાપી નાખવાથી (નિર્મૂળ નહિ થવાને લીધે) તેનો નાશ થઈ શકતો નથી. બુદ્ધિમાન પુરુષે પોતાનું પુણ્યપાપરૂપી શુભાશુભ કર્મ જ નાશ કરવાનું છે. અને તે તેના મૂળને ઘસીઘસીને ઉખેડી નાખવાથી સંપૂર્ણ રીતે નાશ થાય છે. હે મહારાજ! એ કર્મરૂપી વૃક્ષનાં મૂળો હું તમને કહેવા ધારું છું

*આ બીજા સર્ગમાં આખા જગતની પ્રથમ બ્રહ્મમયતા બતાવવામાં આવશે અને પછી કર્મના બીજની શોધ કરી મૂળ સહિત તેનું નિવારણ કરવામાં આવશે.

તો તમે સાંભળો કે જે મૂળોને ઉખેડી નાખવાથી નિર્મૂળ થઈ ગયેલું એ કર્મરૂપી વૃક્ષ ફરીને ઊગતું જ નથી. હે મહામુનિ! વિચિત્ર પ્રકારના અવયવોરૂપી વેલો વડે શોભતો આ દેહ જ પ્રાચીન કર્મરૂપી બીજમાંથી વૃક્ષરૂપે ઉત્પન્ન થઈ સંસારરૂપી અરણ્યમાં સજ્જડ મૂળ નાખી રહેલો છે. સુખ-દુ:ખરૂપી ફળોની હારવાળા, ક્ષણમાત્ર તાજાં હોવાને લીધે મનોહર લાગતાં, વૃદ્ધાવસ્થારૂપી પુષ્પના વિકાસવાળાં, વારંવાર કાળરૂપી ઉગ્ર વાંદરાઓ તોડી નાખેલા, નિદ્રારૂપી હેમંતઋતુની અંદર સ્વપ્નરૂપ પાંદડાંની બહાર નીકળનારા, નવા ફણગાઓને સંકોચી રાખનારા, પોતાના ઘડપણથી શરદઋતુના અંતમાં ખરી પડેલ શાંત અને શિથિલ થઈ ગયેલ ચેષ્ટાઓરૂપી પાંદડાંના જથ્થાવાળા આ જગતરૂપી જંગલમાં ઉત્પન્ન થયેલ અને પોતાની ચોતરફ ફેલાયેલ ભાર્યા આદિ પોષ્યવર્ગરૂપી અનેક બાલતૃણોનાં જૂથો વડે વીંટાયેલા એવા આ દેહરૂપી વૃક્ષનું પ્રારબ્ધને અનુસરી પ્રકટ થવું એ જ બીજ છે. રાતા હાથપગના કોમળ પૃષ્ઠભાગ, જીભ, હોઠ, કાન એ આદિ રાતાં તાજાં પાંદડાંરૂપી તેના અવયવો છે. સારી રેખાઓવાળાં, નાનાં અને સરખા આકારવાળાં હાથપગનાં તળિયાં એ તેનાં ચંચળ પાંદડાં છે. સુંવાળા આકારવાળી, અંદર સ્નાયુ અને હાડકાંથી ભરેલ હોવાથી મનોહર દેખાતી, કોમળ અને રાતી આંગળીઓ એ જ તે દેહરૂપી વૃક્ષનાં પવન વડે કંપતાં અને રેસાવાળાં રાતાં નાનાં પાંદડાં છે. કોમળ અને સુંવાળી છતાં જેની ટોચ પાતળી છે એવી, સરખા આકારવાળી કાપી નાખ્યા છતાં પાછી વારંવાર ઊગી આવતી અને બીજના ચંદ્રમાની કળાના જેવા આકારવાળી નખોની પંક્તિઓ જ આ દેહવૃક્ષની કળીઓ છે. એ રીતે પ્રારબ્ધકર્મ કે જે આ દેહરૂપે પ્રકટ થયું છે, તેનું મૂળ કર્મેન્દ્રિયો જ છે કે જે (કામ આદિ સર્પ વડે વ્યાપ્ત હોવાથી) દૂષણવાળી ગાંઠો વડે કઠોર, દૃઢ હાડકાંરૂપી ગાંઠોથી સંકળાયેલી, નાડીઓમાં ભરાયેલા અન્નરસરૂપી ગારામાં લદબદ થઈ રહેલી વાસનારૂપી રસ પીવાથી પુષ્ટ અને પોતાના સ્થાનમાં રસરક્ત આદિને ધારણ કરી રહેલી છે. એ કર્મેન્દ્રિયોમાં ચરણેન્દ્રિય ઘૂંટીઓવાળી, સુંદર ત્વચાથી સુશોભિત, દૃઢ અંગવાળી અને કોમળ છે. એ કર્મેન્દ્રિયનું પણ જ્ઞાનેન્દ્રિય એ જ મૂળ છે; અને એ જ્ઞાનેન્દ્રિયો બહાર છેટે જઈને પણ વિષયોનો અનુભવ કરી શકે તેવી, નેત્રગોલક આદિ પોતપોતાનાં પાંચ સ્થાનોમાં રહેલી, વાસનારૂપ ગારામાં લદબદ થઈ રહેલી, રસથી ભરપૂર અને બહુ બળવાન છે. એ જ્ઞાનેન્દ્રિયોનું પણ ત્રણ જગતમાં રહેલું અને મોટા થાંભલાઓની પેઠે સર્વના આધારરૂપ મન જ મૂળ છે, જે પાંચ ઇન્દ્રિયોના દ્વારરૂપે રહેલી નાડીઓ વડે શબ્દ, સ્પર્શ, રૂપ, રસ અને ગંધ એ આદિ વિષયરૂપી અનંત રસને પ્રથમ અંદર ખેંચી લઈ, ભોગવી લીધા પછી મૂકી દે છે. એ ચિત્તનું મૂળ જીવ છે કે જેનું સ્વરૂપ લિંગદેહ આદિ દૃશ્ય પદાર્થમાં ચિદાભાસરૂપે પ્રતિબિંબવાળું થયેલું ચેતન જ છે. તેમાં લિંગદેહ આદિ દૃશ્ય પદાર્થરૂપ જડ અંશનું મૂળ સર્વના એક મૂળકારણરૂપ અવિદ્યામાં પ્રતિબિંબવાળું થયેલ ચેતન છે અને ચિદાભાસરૂપ ચેતનઅંશનું મૂળ બ્રહ્મચૈતન્ય છે. એ બ્રહ્મચૈતન્યનું બીજું કાંઈ પણ મૂળ નથી, કેમ કે તે અવર્ણનીય (જેનું વિવેચન ન કરી શકાય તેવું), અનંત, શુદ્ધ અને સત્યરૂપ છે. એ રીતે સર્વ કર્મમાત્રનું મુખ્ય બીજ જીવ-ચૈતન્ય છે કે જેને લીધે અંદર અહંકાર આદિમાં આત્મબુદ્ધિ થઈ 'હું કર્તા છું' એવો સંકલ્પ સ્ફુર્યા પછી ક્રિયા થવા માંડે છે. હે મહારાજ! કર્મનું મુખ્ય બીજ જીવચૈતન્ય જ છે. જીવપણું હોય તો જ મોટી શાખાઓવાળું આ દેહરૂપ શાલ્મલિ વૃક્ષ ઊગી નીકળે છે. જીવચૈતન્ય અહંકાર આદિમાં મળી જઈ તેમાં આત્મરૂપતા માની લઈ અનાદિ અવિદ્યાના સંસ્કારથી ઊઠેલી 'હું અમુકરૂપ છું અને કર્તા છું' એવી નામરૂપવાળી ભાવના વડે જો વીંટાઈ જાય તો કર્મના બીજરૂપ થાય છે; અને જો તેમ ન બને એટલે પોતાના શુદ્ધ સ્વરૂપને જ

ઓળખી લે, તો તે પોતે જ પરમપદરૂપ છે. જીવ પોતે ખરું જોતાં ચૈતન્ય હોવા છતાં 'હું કર્તા છું અને મારાં અમુક નામરૂપ છે' એવી નામરૂપવાળી ભાવના વડે વીંટાઈ જાય, તો તે ભાવના જ કર્મના બીજરૂપ બને છે અને જો તેમ ન થાય તો (એટલે પોતાના શુદ્ધ સ્વરૂપનો અનુભવ થાય તો) તે પોતે જ પરમપદરૂપ છે; માટે દેહાદિકમાં જે અહંકારને આકારે આત્મબુદ્ધિ થવી તે જ કર્મનું કારણ છે. હે મુનિશ્રેષ્ઠ! આ જે કાંઈ મેં કર્મના ફળ વિષે કહ્યું તે આપે જ મને કહેલ છે.

વસિષ્ઠ બોલ્યા : હે રામચંદ્રજી! આ સૂક્ષ્મ ચિદાભાસરૂપ મૂળ બીજમાંથી થનારા કર્મનો દેહ આધિ-ઉપાધિ જ્યાં સુધી રહે ત્યાં સુધી શો ત્યાગ છે અને શું અનુષ્ઠાન છે? (તે કહો.) બહાર અને અંદર એ જીવચૈતન્ય જેવી જેવી રીતે સ્ફુરે તેવી તેવી રીતે તે પોતે જ દેખતા પદાર્થના જેવો બની જાય છે. પછી તે સત્યને આકારે દેખાય કે અસત્યરૂપે જણાય, પરંતુ તે ભય પેદા કરી દે છે; અને જો એ જીવચૈતન્ય સંકલ્પરૂપી સ્ફુરણથી રહિત થઈ રહે, તો તે ભ્રાંતિથી મુકત થઈ જાય છે. પછી એ ભ્રમ સાચો હો કે ખોટો હો, તેનું કંઈ પ્રયોજન નથી. એ જીવચૈતન્ય જ (ઉપાધિને લીધે) ભ્રાંતિ વડે ઉત્પન્ન થયેલાં વાસના, ઈચ્છા, મન, કર્મ અને સંકલ્પ ઈત્યાદિ નામરૂપે વિસ્તાર પામે છે. મનુષ્ય ભલે જ્ઞાની હો કિંવા અજ્ઞાની હો, પરંતુ જ્યાં સુધી તેનો દેહ રહે ત્યાં સુધી ચિત્તરૂપ ઉપાધિ કે જેમાં ચૈતન્યબિંબનું પ્રતિબિંબ પડી ચિદાભાસ એવી સંજ્ઞા થઈ તે વડે ક્રિયા કરે છે; તે આ દેહરૂપી ઘરમાં રહે છે, તેનો (જીવન પર્યંત) ત્યાગ બનતો નથી. જીવતા પુરુષમાં તેનો ત્યાગ શી રીતે ઘટી શકે? બાકી આવી પડેલ વ્યવહાર કર્યે જતાં 'હું અસંગ, અદ્વિતીય, કૂટસ્થ અને ચિદ્રૂપ છું તથા અકર્તા છું' એવી રીતે નિષ્ક્રિય આત્મામાં સ્થિતિ રાખી કર્મનાં નામ અને રૂપ એ બંનેની ભાવના જ મનમાં નહિ થવા દેતાં કર્મ અને અકર્મ એ આદિ વિકલ્પોનો પણ ત્યાગ કરી દેવામાં આવે તો, તે કર્મત્યાગ કે ચિત્તત્યાગ પોતાની મેળે જ થઈ જાય છે, બાકી સ્થૂલ દૃષ્ટિએ તો કર્મનો ત્યાગ સંભવતો જ નથી; છતાં જે કર્મ કરવાની નિયમિત રીતિનો ત્યાગ કરે છે, તેણે (કર્મત્યાગ અશક્ય જ હોવાથી) કશું કર્યું જ નથી અથવા સ્થૂલ દૃષ્ટિએ કર્મનો ત્યાગ અસંભવિત છે; માટે કર્મ કરતાં છતાં પણ તે અમુક રીતે કરવું એ આદિ સંકલ્પ—વિકલ્પનો ત્યાગ કરી નિઃસંકલ્પપણાથી કરવામાં આવે, તો તેણે તે કાંઈ (કર્મ) કરેલું જ નથી. બાકી જ્ઞાન વડે આ જે કાંઈ દૃશ્યની ભ્રાંતિ દેખાય છે, તે સર્વનું તત્ત્વજ્ઞાન વડે મિથ્યાપણું સમજાઈ જઈ બાધ થઈ જતાં જગતનો અત્યંત અભાવ છે એમ અનુભવવામાં આવે તે જ એ જગતનો, તેમાં રહેલા ચિત્તનો અને કર્મનો ખરો ત્યાગ છે કે જેમાં આત્માનું અસંગપણું અનુભવાતાં એની મેળે મોક્ષ મળે છે. જો કાંઈ લિંગદેહ આદિ દૃશ્ય હોય, તો જ તેમાં જીવચૈતન્યનો પ્રતિબિંબ પડતાં ચિદાભાસ થાય; પરંતુ છેક સૃષ્ટિના આરંભકાળથી તત્ત્વદૃષ્ટિએ જોતાં લિંગદેહ આદિ દૃશ્ય ઉત્પન્ન જ થયેલું નથી અને છે જ નહિ; તો પછી કોનો કોનામાં પ્રતિબિંબ વડે ચિદાભાસ થાય? એ જીવ ચૈતન્યના ચિદાભાસપણાને એટલે લિંગદેહ આદિ દૃશ્યમાં પડેલા તે ચેતનના પ્રતિબિંબભાવને મિથ્યા સમજી મૂકી દેતાં તો તેનું જે શુદ્ધરૂપ અવશેષ રહે તે ચિદાભાસરૂપ કે કર્મરૂપ નથી, પરંતુ શાંત બ્રહ્મરૂપ છે. એ ચિદાભાસરૂપ જીવચૈતન્ય કર્મરૂપ કહેવાય છે; કેમ કે જળ વગેરેમાં જેનું પ્રતિબિંબ પડ્યું છે તેવા આકાશની પેઠે એ ચિદાભાસ બુદ્ધિ આદિમાં પ્રતિબિંબવાળો થઈ કર્મોને વિસ્તારી રહેલો છે; માટે અનુભવી પુરુષો એ ચિદાભાસરહિત દશાને મોક્ષરૂપ સમજે છે અને તેઓની વિવેકી શિષ્ય પ્રત્યે તેવી જ ઉપદેશવાણી છે. કર્મનો સાવ ત્યાગ દેહ રહે ત્યાં સુધી (જ્ઞાન વિના બીજી રીતે) સંભવતો નથી. જે લોકોને કર્મમાર્ગ જ માફક આવે છે, તેઓ

તો તેના મૂળને છોડતા નથી. વાસનારૂપે રહેલા ચિત્તમાં જીવચૈતન્યની ચિદાભાસરૂપે સ્થિતિ થવી તે જ પોતાનાં કર્મોનું મૂળ છે. તે દેહ રહે ત્યાં સુધી જ્ઞાન વિના બીજી રીતે નિવૃત્ત કરી શકાતી નથી. હે રામચંદ્રજી! એ ચિદાભાસરૂપ જીવ-ચૈતન્ય અંદર બીજાં પણ કામવાસના આદિ અનેક કર્મોનાં મૂળોને ઉત્પન્ન કરે છે, છતાં (જ્ઞાન વડે) મોક્ષાધિકારી હોવાથી કેટલીક રીતે તે શ્રેષ્ઠ છે. જે પુરુષ એ ચિદાભાસરૂપ સૂક્ષ્મ જીવભાવને તેના મૂળ કારણરૂપ અજ્ઞાન સહિત પોતાના પુરુષાર્થથી તત્ત્વજ્ઞાન મેળવી દૂર કરી દે તે પુરુષ એ ચિદાભાસને લીધે જ પ્રતીતિમાં આવતી આ દૃશ્ય–દર્શનરૂપ ભ્રાંતિને પણ તે સર્વના મૂળરૂપ અજ્ઞાન સહિત પોતાના યત્નથી જ છેદી નાખે છે; અને તેવા પુરુષથી જ આ સંસારરૂપી વૃક્ષ મૂળમાંથી ઉખેડી નંખાય છે. ચિદાભાસ વિનાનું અદ્વિતીય, એક અને સર્વ દૃશ્યપદાર્થોથી રહિત એ પરમ આકાશ બ્રહ્મરૂપ છે અને તે આકાશની પેઠે અસંગ હોવાથી નિર્વિ-કાર છે; તેથી એ બ્રહ્મને જ બ્રહ્મવેત્તા પુરુષો આપણાં સર્વ જીવચૈતન્યોનું આખરનું ચેતન-સ્વરૂપ કહે છે. ૧—૪૭

**अचेतनाकाशमनन्यदेकं तदेवमस्ति त्विद-मर्थहीनम् । तद्धयामरूपं यत पतदेव निरामयं चेतनसारमाहुः ॥ ४७ ॥**

શ્રી યોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના ઉત્ત-રાર્ધનો 'જગતનું બ્રહ્મમયપણું' અને કર્મબીજ-નાશ' નામનો સર્ગ રજો સમાપ્ત

# સર્ગ ૩ જો*

## શુદ્ધ તત્ત્વ જાણવાનો ઉપાય

राम उवाच

**अवेदनं वेदनस्य मुनींद्रः क्रियते कथम् ।**
**नासतो विद्यते भावो नाभावो विद्यते सतः ॥१॥**

રામ બોલ્યા : હે મહારાજ! જો વાસ્તવિક રીતે ચિદાભાસ એવી કાંઈ વસ્તુ હોય, તો પછી તેનો અભાવ શી રીતે કરી શકાય? કેમ કે અસત્ય-પદાર્થની સત્તા અને સત્ય પદાર્થનો અભાવ કદી પણ હોઈ શકતાં નથી.

વસિષ્ઠ બોલ્યા : જ્યારે અસત્ પદાર્થની સત્તા અને સત્ પદાર્થનો અભાવ નથી હોતો, ત્યારે તો ચિદાભાસ કે જે મિથ્યારૂપે દેખાય છે તેનો અભાવ સહેલાઈથી જ પોતાની મેળે સિદ્ધ થાય છે. ચિદાભાસનાં નામ અને રૂપ એ બંને રજ્જુમાં થયેલી સર્પની ભ્રાંતિની પેઠે માત્ર ભ્રાંતિરૂપ જ છે અને ઝાંઝવાના જળની પેઠે તે મિથ્યારૂપ જ પ્રતીતિમાં આવે છે, એમ તમે સમજો. એ ચિદાભાસનાં નામ અને રૂપની પ્રતીતિ જ ન થવી તે અતિશ્રેષ્ઠ છે અને તેના નામરૂપની પ્રતીતિ થવી તે મહાદુઃખકારક છે; માટે હે રામચંદ્રજી! પરબ્રહ્મ કે જે સત્યરૂપ છે તેને જ તમે આત્મારૂપ સમજો. બાકી દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય એ ત્રિપુટીમાં એક થઈ રહેલો ચિદાભાસ કે જે (ઝાંઝવાનાં જળની પેઠે) દેખાતો હોવા છતાં સાવ મિથ્યા જ છે, તેને અહંકાર વડે આત્મારૂપે ન સમજો. મનુષ્યને એ ચિદાભાસના દેહાદિકમાં અહંકારરૂપે અમુક નામ-રૂપ જ જણાવાં અને તેમાં આત્મબુદ્ધિ થવી એ જ દુઃખકારક છે; માટે જ્ઞાન વડે એ ચિદાભાસનાં નામ અને રૂપ એ બંને તેના મૂળરૂપ અજ્ઞાન સુદ્ધાં મિથ્યા સમજી એમાં આત્મબુદ્ધિ નહિ કરતાં તમે સુખેથી પોતાના સ્વરૂપમાં રહો. વ્યવહારકાળ કે જેમાં દ્રષ્ટા, દર્શન અને દૃશ્ય એવી ત્રિપુટીની પ્રતીતિ થાય છે, તેમાં પણ વ્યવહારમાં દેખાતા એ ચિદાભાસનાં નામ અને રૂપ એ બંનેથી જુદું જ તે સર્વના સાક્ષીરૂપ શુદ્ધ ચૈતન્ય છે કે જે સર્વ પદાર્થમાત્રને રૂપે દેખાવમાં આવે છે. શબ્દમાત્રનો તેનું મૂળ હોવાથી તેને ધારણ કરી રહેલા ઓમકાર વડે લક્ષ્યરૂપે સમજી એ જ સર્વના આત્મરૂપ છે અને તેથી જ મોક્ષ મળવાનો છે, એમ ધારી તમે કાંઈ ખેદ નહિ પામતાં યોગ્ય વ્યવહાર કરો. વિવેકી પુરુષે

*આ ત્રીજા સર્ગમાં જે ઉપાયથી દૃશ્યભ્રાંતિ નિવૃત્ત થઈ જઈ વિવેકવાન પુરુષને નિર્વિકલ્પ અને નિષ્ક્રિય આત્મતત્ત્વનું જ્ઞાન થાય છે, તે ઉપાય બતાવવામાં આવશે.

પોતાનાં પુણ્ય–પાપરૂપી શુભાશુભ કર્મનો નાશ કરવો જોઈએ અને તે વાત ( આત્મતત્ત્વ સિવાય બીજું સર્વ મિથ્યા હોવાથી ) 'તે છે જ નહિ.' એવું તત્ત્વજ્ઞાન વડે જણાયાથી સિદ્ધ થાય છે. સારી રીતે તત્ત્વદૃષ્ટિથી વિચાર કરતાં એમ જણાયું છે કે જો કર્મનો સમૂળગો નાશ થાય અને કોઈ જાતનાં કર્મ રહે જ નહિ તો સંસાર આપોઆપ શાંત થાય. જેમ બીલાંનો ગર્ભ પોતાની અંદર જે કાંઈ બીજ આદિ ઉત્પન્ન કરે તે બીલાંથી જરા પણ જુદું પડી શકતું નથી, તે પ્રમાણે એ ચૈતન્ય-આત્મા પોતાનામાં ક્રિયાકારક આદિ ત્રિપુટીવાળી ચિત્ત એવી સંજ્ઞા ઉત્પન્ન કરે છે, તેનાથી પોતે જરા પણ જુદો પડતો નથી, જેમ ભૂલોકની અંદર રહેલો આ જંબૂદ્વીપ ભૂલોકથી ( પૃથ્વીથી ) જુદો પડી શકતો નથી, તેમ ચિદ્રૂપ પરમાત્મામાં રહેલું આકાશ અને તેની અંદર રહેલા જગતના પદાર્થો ઈત્યાદિ કંઈ પણ પરમાત્માથી જુદું પડી શકતું નથી. જેમ જળ છે, તે પોતે અંદર પ્રવાહરૂપે પણ છે. એ પ્રવાહપણું જળથી જુદું નથી, એ પ્રમાણે જે ચૈતન્ય છે તે જ ચિત્તરૂપ છે, તેનાથી કાંઈ જુદું નથી; કારણ કે ચિત્ અને ચિત્ત એ બંને શબ્દ ચૈતન્યના અર્થને બતાવનાર '**चिति संज्ञाने**' એ એક જ મૂળ ધાતુમાંથી બનેલ હોવાથી એ બંને શબ્દનો અર્થ પણ ચિદ્રૂપ જ થાય છે. જેમ જળમાં પ્રવાહ અને તેજમાં પ્રકાશ જોવામાં આવે છે, તેમ પરબ્રહ્મની અંદર ચિત્પણું અને ચિત્ત એ બંને પોતપોતાના તે તે ધર્મોથી રહિત ( શુદ્ધ બ્રહ્મરૂપે રહેલ છે. **चेतयतीति चित्** ( જે પ્રકાશ કરે તે ચિત્ત ) એવી વ્યુત્પત્તિ વડે દૃશ્ય પદાર્થોનો પ્રકાશ કરવો તે ચેતનની ક્રિયા હોય તેમ જણાય છે; પરંતુ ચેતન કે જે તત્ત્વદૃષ્ટિએ કૂટસ્થ ( સાક્ષીરૂપ) તેમાં એ વાત સાવ નિર્મૂળ છે અને ભ્રાંતિ વડે દેખાતા હાઉની માફક માત્ર મિથ્યા જ ભાસી રહેલી છે. જે હેતુ વિના મિથ્યારૂપે ભાસતું હોય તે ખરી રીતે હોય જ નહિ. જેમ પવન અને તેની ગતિ એ બંને જુદાં નથી, તેમ એ ચેતન ( ચિદાભાસ ) અને તેની ક્રિયા એ બંને હેતુ વિના જ ( દિશાભ્રમની પેઠે ) દેખાતાં હોવાથી આત્માથી જુદાં નથી; તેથી બહાર જાગ્રત અવસ્થામાં તથા અંદર સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થામાં જે કાંઈ પદાર્થો જોવામાં આવે છે, તે આત્માથી જુદા નથી. આ દેહ કર્મનો ફેલાવો કરે છે અને તેનું મૂળ જોઈએ તો અહંકાર છે કે જે જન્મ–મરણ આદિ સંસારના હેતુરૂપ છે, તે જેમ ચલનરૂપી સ્ફુરણ જતું રહેવાથી વાયુ શાંત થઈ જાય છે, તેમ 'હું એવી કાંઈ વસ્તુ જ નથી' એવી ભાવના વડે ચિદાભાસ કે જે કર્મરૂપે ફેલાય છે, તેનો અભાવ સમજી જઈ અહંકારરૂપી મૂળને કાપી નાખવાથી શાંત થઈ જાય છે. તમે કે જે જ્ઞાની છો તે જ્ઞાન વડે ચિદાભાસને કાપી નાખી, પથ્થરની પેઠે દૃઢ બની, જેમ વરાહ પોતાની દાંતરડી વડે મોથ આદિ ઝાડનાં મૂળને ઉખેડી નાખે, તેમ તમે સંસારનાં મૂળ ઉખેડી નાખો. હે રામચંદ્રજી ! ઉપર કહ્યા પ્રમાણે કરવાથી કર્મનાં બીજરૂપી કળાઓના ખજાનાનો ત્યાગ થઈ શકે છે. બાકી બીજી રીતે તેનો ત્યાગ સંભવતો નથી; માટે સદા તમારી અંદર રહેલું ચિદાભાસરૂપી કર્મનું મૂળ જ શાંત થઈ જાઓ. કર્મનાં બીજરૂપ કળાઓનો ત્યાગ કરવાથી જીવનું પરબ્રહ્મ વિનાનું જે બીજું ચિદાભાસ રૂપ તથા તે વડે અનુભવાતો સઘળો દૃશ્ય પ્રપંચ એ બંને જ્ઞાન વડે જોતાં છે જ નહિ. એમ નિશ્ચય થતાં તત્ત્વજ્ઞાનવાળા અને શાંતિવાળા વિવેકી પુરુષોને કાંઈ લેવાનું કે દૂર કરવાનું રહેતું જ નથી. તેઓ ત્યાગની કે ગ્રહણની વાતને જાણતા જ નથી, તેને લીધે તેઓ આકાશના જેવી નિર્લેપતાને હૃદયમાં ધારણ કરી શાંત ચિત્તથી સ્વરૂપમાં રહે છે, આવી પડેલા વ્યવહારને તેઓ કરે છે, છતાં તેમનામાં કર્તાપણાનું અભિમાન ન હોવાથી અને ચિત્તમાં કર્મનો કાંઈ સંસ્કાર નહિ લાગવાથી ખરી રીતે તેઓ કશું કરતા જ નથી જેમ નદીના પ્રવાહમાં તણાયેલા તૃણ–કાષ્ઠ આદિ સર્વ પદાર્થ સ્વાભાવિક રીતે જ ગતિરૂપ ક્રિયા કરે છે, તે પ્રમાણે એ વિવેકી

પુરુષોની કર્મેન્દ્રિયો પણ મનમાં કાંઈ વિકાર ન થતાં તે જેમ શાંત રહે તે રીતે અડધા સૂતેલા બાળકની પેઠે આપોઆપ ક્રિયા કર્યે જાય છે. વિષયવાસનાથી રહિત, નિરતિશય આનંદરૂપ પરમાત્માનો અપરોક્ષ અનુભવ થતાં ભોગો તરફ વળવાના સ્વભાવવાળી અંતઃકરણની અને ઇન્દ્રિયોની વૃત્તિઓ રાગથી રહિત થઈ જઈ, કેમ જાણે પોતપોતાના વિષયોને પ્રકાશ કરવામાં અસમર્થ હોય, તે પ્રમાણે અંદર અને બહાર કોઈ પણ જગ્યાએ ટકી શકતી નથી. આત્મા સિવાય સર્વ મિથ્યા હોવાથી કર્મ એવી કાંઈ વસ્તુ જ નથી એમ જે જાણવું, એ જ કર્મનો ત્યાગ છે, અને તે જ્ઞાન વડે સિદ્ધ થાય છે; બાકી માત્ર નસીબના સંજોગે સ્વાભાવિક રીતે થયા કરનાર દેહ આદિનાં કર્મ જે અવસ્તુરૂપ (મિથ્યા જ) છે, તે કરવાથી પણ શું છે અને ન કરવાથી પણ શું છે? કાંઈ નથી. દેખાતા પદાર્થોનો અભાવ થતાં જ સંકલ્પો મટી જાય અને તેથી વાસનાથી રહિત થઈ જઈ અમુક કર્યું કિંવા અમુક ન કર્યું એવા સંબંધને પણ છોડી દઈ શાંતપણાથી નિર્વિકારપણે સ્થિતિ રાખવી, તે કર્મત્યાગ કહેવાય છે. જેમ ઘણો કાળ જતો રહ્યાથી કેટલાંક આગળ બનેલાં કાર્યો ભુલાઈ જવાય છે, તેમ સર્વ દૃશ્યનું પાછું ચિત્તમાં કોઈ દિવસ સ્મરણ જ ન ઊઠે તેવી રીતે તેને ભૂલી જઈ થાંભલાના અંદરના ભાગની પેઠે દૃઢતાથી સ્થિતિ રાખવી તે કર્મત્યાગ કહેવાય છે. વ્યર્થ બોધવાળા પુરુષો માત્ર કર્મેન્દ્રિયોને રોકી રાખવારૂપી ત્યાગ કે જેમાં એ કર્મોનાં મૂળનો ત્યાગ થતો નથી તેને આચરે છે. એ પશુના જેવા અજ્ઞાની પુરુષોને તે કર્મત્યાગરૂપી પિશાચ ખાવા દોડે છે. જે પુરુષો મૂળ સહિત કર્મત્યાગ વડે શાંતિને પ્રાપ્ત થયા છે તેઓને કર્મ કરવાનું કે ન કરવાનું એ બેમાંથી એકેની જરૂર રહેતી નથી. ઉપર કહ્યા મુજબ વિવેકી પુરુષો કર્મની બીજરૂપી કળાને મૂળ સહિત ઉખેડી નાખી નિત્ય એક પરમતત્ત્વમાં જ ચિત્તને એકાગ્ર કરે છે, તેને લીધે તેઓની સ્થિતિ સુખવાળી હોય છે. જેમ યંત્રથી બનાવેલાં પૂતળાં અને સુરાપાનથી ડોલતા પુરુષો ભાન વિના જ આપોઆપ કામ કરે છે, તેમ કાર્યમાં લોલુપ થયા વિના જ આવી પડેલાં કાર્યો જે કરે છે અને મોક્ષરૂપી લક્ષ્મી પ્રાપ્ત થવાથી જેમના વિક્ષેપો દૂર થયા છે તેવા વિવેકી પુરુષો સંકલ્પનો ત્યાગ કરે છે અને તેથી અડધી જાગતી અને અડધી ઊંઘતી કોઈ એક અનિર્વચનીય યોગભૂમિકાને પ્રાપ્ત થયેલા હોય છે. જેનો મૂળ સહિત ત્યાગ કરવામાં આવે તેનો જ ખરેખરો ત્યાગ કરેલો કહેવાય; બાકી મૂળને ઉખેડી નાખ્યા સિવાયનો ત્યાગ તો મૂળમાંથી નહિ કાઢી નાખતાં વૃક્ષની માત્ર ઉપરની શાખાઓને કાપી નાખવા જેવો છે. કર્મરૂપી વૃક્ષનું મૂળ નહિ કાઢી નાખતાં માત્ર ઉપરઉપરની ડાળીઓ કાપી નાખવામાં આવે, તો પછી પાછું તે કર્મવૃક્ષ હજારો ડાળીઓથી ફરીને વધી જાય છે અને દુઃખ ઉત્પન્ન કરે છે. હે પ્રિય રામચંદ્રજી! તમને ઉપર જે પ્રમાણે કહ્યું તે પ્રમાણે જીવનું પરબ્રહ્મના વિના બીજું ચિદાભાસસ્વરૂપ અને તે વડે અનુભવમાં આવતો સર્વ દૃશ્યપ્રપંચ વગેરે કશું છે જ નહિ; માત્ર એક સત્ય પરબ્રહ્મ જ સર્વત્ર છે, એવું જ્ઞાન થતાં કર્મનો ત્યાગ સિદ્ધ થાય છે. આ સિવાય બીજી કોઈ રીતે તે સિદ્ધ થતો નથી; માટે તમે એ વાતનો જ અભ્યાસ રાખનારા થાઓ. જે પુરુષો આ રીતે (મૂળ સુદ્ધાં) કર્મત્યાગ નહિ કરતાં માત્ર કર્મેન્દ્રિયોને રોકી રાખવારૂપી કર્મત્યાગ કે જે મૂળ બાકી રહી જવાથી ખરો કર્મત્યાગ નથી, તેને ત્યાગરૂપે માની લઈ આચરે છે, તેઓ (સાવ કર્મત્યાગ થવો એ વાત અશક્ય હોવાથી) આકાશને લાત મારે છે. 'આ સર્વ એક પરમાત્મારૂપ છે; તે સિવાય જે પ્રતીતિમાં આવે છે તે મિથ્યા છે,' એમ જ્ઞાન વડે સમજવાથી પોતાની મેળે જ કર્મત્યાગ સિદ્ધ થાય છે. વાસના વગરની ક્રિયા મોટા આરંભવાળી હોય, તોપણ તેનું અંદરનું બીજ બળી ગયેલું હોવાથી તે અક્રિયારૂપ જ છે. જેમ કોશ ખેંચવાનાં દોરડાંથી વીંટાયેલું કૂવા ઉપરનું કોશ સંબંધી

લાકડું જો ઉપરથી જળ ખેંચાઈ ધાન્ય પેદા કરવામાં ઉપયોગી થાય તો જ તે કામનું છે; પરંતુ જળ ખેંચ્યા વિના ખાલી જ કોશ ચલાવવામાં આવે તો તે સાવ નકામું છે; તે પ્રમાણે બુદ્ધિ સહિત ઈન્દ્રિયોએ ભોગોમાં આસક્તિ પેદા કરી કરેલું કર્મ જ સફળ (ફળ આપનાર) છે; તે વિનાનું બીજું દેહચેષ્ટારૂપી કર્મ (પુનર્જન્મ આદિ ફળ નહિ આપવાથી) નિષ્ફળ જ છે. જ્ઞાન વડે કર્મત્યાગ થઈ જતાં વાસનારહિત થઈ રહેલો જીવન્મુક્ત પુરુષ ઘરમાં રહો, જંગલમાં રહો, દ્રવ્ય આદિ સંપત્તિથી રહિત થઈ જાઓ અથવા વધારે સમૃદ્ધિમાન થાઓ; પરંતુ તે સદાકાળ સમાનતાવાળો જ રહે છે. શાંત ચિત્તવાળા પુરુષને પોતાનું ઘર જ નિર્જન અને દૂર રહેલા અરણ્યરૂપ છે; અને જેનું ચિત્ત જ શાંત નથી તેવા પુરુષને મનુષ્ય વિનાનું મોટું અરણ્ય પણ મનુષ્યવાળી નગરીરૂપ છે. શાંત બુદ્ધિવાળા જ્ઞાની પુરુષના હૃદયમાં જ, સ્વપ્ને પણ નહિ જોયેલ શૂન્ય, નિર્મળ, વિસ્તારવાળી અને મનોહર વનભૂમિ રહેલી છે. આત્મા સિવાય બીજાં દૃશ્ય-પ્રપંચમાત્રને નહિ દેખનારા જ્ઞાનવાન પુરુષને આ જગત જ પદાર્થોના સંચાર વિનાના, આકાશમય અને જુદાં જુદાં નામરૂપ વડે જુદે જુદે રૂપે દેખાતા સર્વ પદાર્થોના અભાવવાળા મોટા અરણ્યરૂપ છે. સમગ્ર સમુદ્રવાળી આખી આ પૃથ્વી અનંત સંકલ્પવાળા અને પોતાના હૃદયમાં સંસ્કારરૂપે આ આખા જગતની સ્થિતિને ધારણ કરી રહેલ અજ્ઞાની પુરુષના હૃદયમાં જ રહેલી છે. દીનતાવાળા અજ્ઞાની પુરુષના ચિત્તમાં જ વિવિધ પ્રકારનાં સુખ—દુઃખ આદિ દ્વંદ્વો વડે સંકટ આપનાર વિવિધ પ્રકારના આકારવાળા અને અનેક આરંભો સહિત એવા ગામોના સમૂહો (પ્રતિબિંબિત થઈ) રહેલા છે. જુદા જુદા પ્રકારનાં કાર્યોને લીધે અનેક જાતના વિકારો અને ભિન્નભિન્ન દશાઓવાળી ગામ, શહેર, દેશ અને પર્વતો સહિત એવી આ સર્વ પૃથ્વી અજ્ઞાની પુરુષના મલિન ચિત્તની અંદર આરીસાની જેમ સ્પષ્ટ રીતે પ્રતિબિંબવાળી થઈને રહેલી છે.

**विविधकार्यविकारदशामयी सपुरपत्तनमंडलपर्वता । मुकुरकोश इव प्रतिबिंबिता हृदि भवत्यमला मलिने मही ॥ ४३ ॥**

શ્રીયોગવાસિષ્ઠ મહારામાયણમાં નિર્વાણપ્રકરણના ઉત્તરાર્ધનો 'દૃશ્યોપશમયોગોપદેશ' નામનો સર્ગ ૩જો સમાપ્ત

# સર્ગ ૪થો*

## અહંકારનો નાશ કરવાનો ઉપાય

वसिष्ठ उवाच

**घाहंतादिजगच्छांतौ बोधे संवित्कलात्मनि । संशांतदीपसंकाशस्त्यागः सिद्ध्यति नान्यथा ॥१॥**

વસિષ્ઠ બોલ્યા: તેલ વિના ઓલવાઈ જનારા દીવાની પેઠે અજ્ઞાનનો નાશ થઈ જવાથી થનારો ત્યાગ, અહંકાર આદિ સહિત સર્વ જગતનું મિથ્યાપણું જણાતાં પરબ્રહ્મ કે જે જીવચૈતન્યરૂપ કળાઓનું મૂળ સ્વરૂપ છે, તેનું જ્ઞાન થવાથી સિદ્ધ થાય છે; તે વિના બીજી રીતે તે સિદ્ધ થતો નથી. માત્ર કર્મનો ત્યાગ કરવો એ જ સર્વત્યાગ નથી, પરંતુ જગતની પ્રતીતિથી રહિત અને અહંકારથી પણ રહિત એક પરમાત્મા જ સત્ય છે, એવો બોધ થવો તે જ સર્વત્યાગ કહેવાય છે. 'આ દૃશ્યરૂપે દેખાવમાં આવતો દેહ આદિ જ હું છું અને એ દેહ આદિ સાથે સંબંધ રાખનારું આ જગત મારું ભોગ્ય છે,' એ બે જાતનો અભ્યાસ દિવેલ વગરના દીવાની પેઠે શાંત થઈ જતાં, શુદ્ધ ચૈતન્ય કે જે સર્વના આત્મારૂપ છે, તે જ બાકી રહે છે. 'હું આમુક દેહાદિરૂપ છું અને અમુક મારું છે,' એવો ભ્રમ જેઓનો શાંત થયો નથી, તેમને જ્ઞાન થતું નથી, શાંતિ મળતી નથી, ત્યાગ સિદ્ધ થતો નથી અને નિવૃત્તિ પણ પ્રાપ્ત થતી નથી. 'અમુક મારું છે

*આ ચોથા સર્ગમાં અહંકાર જ સંસારનું મૂળ છે એમ કહેવાશે અને એ અહંકારના અભાવની ભાવના કરવાથી આત્મજ્ઞાન વડે તેનો ત્યાગ થાય છે, તે પણ કહેવાશે.

અને હું અમુકરૂપ છું' એટલાનો જ માત્ર નાશ થઈ જાય તો તે સર્વના અધિષ્ઠાનરૂપ, શાંત, આનંદમય અને જ્ઞાનસ્વરૂપ આત્મા જ શેષ રહે છે, તે વિના બીજું કશું રહેતું નથી. તત્ત્વજ્ઞાન વડે જો અહંકારનો અંશ નાશ પામી જાય, તો મમતાના સ્થાનરૂપ સર્વ જગત પણ નાશ પામી જાય છે અને તત્ત્વદૃષ્ટિએ જોતાં કોઈ ઠેકાણે કશાનો નાશ થતો જ નથી. પારમાર્થિક બ્રહ્મરૂપે સર્વ એક ચિદાકાશમાં જ ઘાટાપણાથી એકરસરૂપે થઈ રહેલ છે. 'હું એવી કોઈ વસ્તુ પરમાત્માની સત્તાથી જુદી છે જ નહિ,' એમ નિરહંકારપણાની ભાવના કરવાથી અહંભાવ કે જે સર્વ અવિદ્યાનું મૂળ છે, તે નિર્વિઘ્ને શાંત થઈ જાય છે અને માત્ર એટલા જ પ્રયત્નથી મોક્ષ મળે એમ છે; તો પછી તેમાં શા માટે કંટાળી જવાનું છે? 'હું અહંરૂપ નથી' એવા અધ્યાસનું અધિષ્ઠાન પણ ચૈતન્યરૂપ આત્મા સિવાય બીજું નથી અને ચૈતન્યરૂપ આત્મા આકાશના જેવો નિર્વિકાર, અરૂપ, શુદ્ધ અને અનંત છે. તેમાં એ અધ્યાસની સ્થિતિ જ ક્યાંથી સંભવે?' ભ્રાંતિ, ભ્રાંતિનું સાધન, ભ્રાંતિનો આશ્રય અને ભ્રાંતિનું ફળ એ કશું ખરી રીતે છે જ નહિ; માત્ર અજ્ઞાનનો એ સઘળો વિલાસ હોવાથી તે અજ્ઞાનરૂપ જ છે અને જ્ઞાન થતાં તેમાંનું કાંઈ પણ છે નહિ, એમ જણાય છે. જે આ સત્તાના સ્વરૂપ વિનાનું જગતના જેવું પ્રતીતિમાં આવે છે, તે સર્વવ્યાપી કેવળ પરમતત્ત્વ જ છે; માટે તમે મનમાં વિચાર પણ ન કરવારૂપી મૌનને ધારણ કરી રહો; કેમ કે આ સઘળું (પરમાત્મરૂપ હોવાથી) મોક્ષરૂપ જ છે. જે પળમાં 'હું' એવો અહંકાર સ્ફુરે, તે જ પળમાં 'હું' એવી કાંઈ વસ્તુ જ છે નહિ એમ ચિત્તમાં લાવવાથી સંસારના જન્મ—મરણ આદિ અનર્થોમાં પડી ફરી વાર શોક કરવો પડતો નથી. નિરંતર ઉપર જણાવ્યા પ્રમાણે અહંકારનો ભાવ છોડી દીધાથી હું એવું જે કાંઈ પ્રતીતિમાં આવે તે આકાશના ફૂલ જેવું સાવ મિથ્યા જ છે, એમ તત્કાળ સમજી લઈ રણસંગ્રામમાં ધનુષ્ય ઉપર ચઢાવેલા અર્જુનના બાણની પેઠે પાછા નહિ પડતાં તમે નિરંતર દૃઢ રીતે બ્રહ્મરૂપ પરમપદનું અવલંબન કરીને રહો. અહંકારને નિરંતર આકાશના ફૂલ જેવો મિથ્યા જ જાણી સર્વ વિકારોથી રહિત થઈ જઈ તમે આ સંસાર-સાગરને તરી જાઓ. જે પુરુષ પોતાની મેળે માત્ર પોતાના સ્વભાવને પણ જીતવામાં વીર થતો નથી, તેવા નરપશુને ઉત્તમ પદની પ્રાપ્તિ થવાની વાત પણ શું કહેવી, એ તમે જ કહો. જે ઉત્તમ પુરુષે પોતાની મેળે કામ, ક્રોધ, લોભ, મોહ, મદ અને મત્સર એ છ પ્રકાર જીતેલા હોય, તે જ મોક્ષ આદિ મહાપુરુષાર્થનું પાત્ર થાય છે; બાકી બીજો ગધેડાના જેવો ગમાર મનુષ્ય મોક્ષ આદિ પુરુષાર્થને પાત્ર થઈ શકતો નથી. જેની પોતાની અંદરની મનોવૃત્તિ જિતાઈ ગયેલી હોય અથવા જે તેને જીતવાને તૈયાર થયેલો હોય, તો જ મનુષ્ય વિવેકનું પાત્ર થાય છે અને પરમ પુરુષાર્થની પ્રાપ્તિરૂપી જન્મને સફળ કરવાથી તે જ ખરેખરો પુરુષ કહેવાય છે. સમુદ્રમાં ફેંકાયેલા પથ્થરની પેઠે જે જે ભાવો તમારી અંદર પ્રવેશ કરવા માંડે, તે તે ભાવોથી 'હું એવો કાંઈ પદાર્થ જ નથી,' એવી ભાવના કરી આત્મા કે જે આકાશના જેવો અસંગ છે, તેને ઓળખી તમે તે તે ભાવોથી (સાક્ષીરૂપે) અળગા રહો. તમે 'હું' એવો કાંઈ પદાર્થ જ નથી,' એમ જાણી લઈ બધે ઠેકાણે ભરપૂર એક ચિદાત્મા જ છે, એમ યુક્તિપૂર્વક જાણતાં છતાં અને એ આત્મસુખનો અનુભવ કરતાં છતાં મૂંઝાતા નથી; તત્ત્વદૃષ્ટિથી અને યુક્તિથી વિચાર કરતાં સુવર્ણમાં કલ્પેલા હાર, કુંડળ વગેરે ભાવની પેઠે અધિષ્ઠાનચૈતન્યમાં કલ્પાયેલું આ સર્વ દૃશ્ય કેવળ ભ્રાંતિ વિના બીજી રીતે છે જ નહિ અને તે ભ્રાંતિ જો તમે સંકલ્પનો નાશ કરી દઈ દૃશ્યને સાવ ભૂલી જાઓ તો જ જતી રહેશે. પવનની અંદર ગતિની પેઠે તમારી અંદર જે જે ભાવનો ઉદય થાય, તે તે ભાવને 'હું એવો

કંઈ પણ પદાર્થ ચૈતન્ય આત્માથી જુદો છે નહિ, જે કાંઈ છે તે સર્વ ચૈતન્ય છે,' એવી વૃત્તિ વડે આધાર વગરનો બનાવી દો. લોભ, લજ્જા, મદ અને મોહને ઉપર બતાવ્યા પ્રમાણે અહંકારના અભાવ વડે જેણે જીતેલ નથી, તેવો સંયમ વિનાનો પુરુષ અધ્યાત્મશાસ્ત્રનો અધિકારી ન હોવાથી, તેનામાં નાસ્તિકતા અને સ્વચ્છંદ આદિ અનર્થો ઉત્પન્ન થાય છે; એટલે આ વેદાંતશાસ્ત્રમાં તે શા માટે પ્રવૃત્તિ કરે? પવનમાં ગતિની પેઠે તમારામાં જે અહંભાવનો ઉદય થાય છે, તે જેમ પવનની ગતિ પવનથી જુદી સત્તાવાળી નથી, તે રીતે તમે કે જે પરમાત્મરૂપ છો તેનાથી જુદી સત્તાવાળો નથી. જેમ માળામાં ભ્રાંતિ વડે કલ્પાયેલો સર્પ આદિ ભયંકર પદાર્થ પણ જ્ઞાન થતાં તે માળામાં લીન થઈ જઈ માળારૂપે કંઠમાં ધારણ કરવાથી બહુ શોભે તે જ પ્રમાણે આ સૃષ્ટિ કે જે ભ્રાંતિ વડે પરમાત્મામાં કલ્પાયેલી છે, તે જ્ઞાન થતાં કૂટસ્થ, અદ્વિતીય અને કેવળ ચૈતન્ય પરમાત્મામાં પોતાના નામરૂપવાળી સૃષ્ટિ સ્વરૂપથી રહિત થઈ ચેતનરૂપે લય પામી જાય તો બહુ જ શોભે. પરમાત્મા તો કોઈ દિવસ પ્રકટ પણ થતા નથી તેમ જ નાશ પણ પામતા નથી અને એ પરમાત્મા સિવાય બીજું કાંઈ છે જ નહિ; તો પછી તેમાં જગતની ઉત્પત્તિ કે જગતનો નાશ તો ક્યાંથી જ હોય? અહંકાર આદિ જ્ઞાન વડે શાંત થઈ જતાં જીવભાવ જતો રહેવાથી પૂર્ણ, શાંત, આનંદમય અને દ્રષ્ટા—દર્શન-દૃશ્યરૂપી ત્રિપુટીથી રહિત, શુદ્ધ, જીવચૈતન્ય પૂર્ણતાવાળા શાંત આનંદમય તેમ જ દ્રષ્ટા—દર્શન—દૃશ્યરૂપી ત્રિપુટીથી રહિત, શુદ્ધ બ્રહ્મચૈતન્યરૂપી પોતાના સ્વાભાવિક સ્વરૂપમાં એકરસરૂપે થઈ રહે છે; અને તે ખરેખરી વસ્તુગતિ જ તત્ત્વબોધ વડે અનુભવવામાં આવે છે. તેમાં અહંકાર કે જેમાં દ્રષ્ટાપણું કલ્પવામાં આવે છે તે પણ નથી, જગત કે જે દૃશ્યરૂપે નજરે પડે છે તે પણ નથી અને બુદ્ધિ કે જે દ્રષ્ટાને દૃશ્ય સાથે સંબંધ કરવામાં મુખ્ય સાધનરૂપ છે તે પણ નથી. જેમ રાત્રિથી રહિત સૂર્યનારાયણમાં રાત્રિને દૂર કરવાનું ફળ કલ્પવામાં આવે છે, એમ બ્રહ્મ કે જેમાં (અદ્વૈતપણાને લીધે) જુદો મોક્ષ એવો ભાવ સંભવતો નથી, તેમાં જ્ઞાન વડે મોક્ષરૂપી ફળની કલ્પના કરવામાં આવે છે; તથા સ્વભાવે જ જે આત્મા શાંત છે, તેમાં જ્ઞાન વડે શાંતપણું થવારૂપી ફળ કલ્પાયેલ છે અને જે સદા નિરતિશય આનંદરૂપ છે, તેમાં જ્ઞાન વડે આનંદપ્રાપ્તિરૂપી ફળની કલ્પના કરાય છે; તેવી જ રીતે જીવ કે જે બ્રહ્મરૂપ હોવાથી બંધથી રહિત જ છે. તેમાં બંધ મટી જવારૂપી જ્ઞાનનું ફળ કલ્પી લેવામાં આવે છે; બાકી ખરી રીતે કશું નવું પેદા થતું નથી. માત્ર વસ્તુગતિ છે તે જ જ્ઞાન વડે સારી રીતે અનુભવાય છે અથવા તો એ પરબ્રહ્મ પોતે જ આકાશ આદિ પદાર્થમાત્રથી સત્તાથી રહિત છે, તો પછી તેમાં બીજી કલ્પના તો ક્યાંથી જ ઘટે? શસ્ત્રોના ઘા સહન કરવામાં આવે છે અને વ્યાધિઓની વેદનાઓ સહન કરી શકાય છે, તો પછી 'હું એવું કાંઈ પણ નથી' એટલું માત્ર સહન કરી લેવામાં શી જબરી પીડા છે? 'હું' એવો અહંકાર જ જગતના પદાર્થસમૂહના અક્ષય અંકુરરૂપ છે. એ અંકુર જ જો નિર્મૂળ થઈ જાય તો જગત પોતાની મેળે જ નિર્મૂળ થઈ જાય છે. જેમ અરીસો જાતે મેલો નહિ હોવા છતાં આંસુ વગેરે પડવાથી મેલો થાય; તે રીતે જ અહંકાર કે જે સાવ ફોગટ છે, તેનો મેલ સારવાળા પરમાત્મારૂપી અરીસા ઉપર લાગતાં તે મલિન થઈ જાય છે અને અહંકાર શાંત થઈ જવાથી તે નિર્મળ થઈ રહે છે. વાયુમાં જેમ ગતિ રહી છે, તે રીતે જીવચૈતન્ય કે જે પરમાત્મારૂપ છે તેમાં અહંકાર સ્ફુરી રહેલ છે. એ અહંકાર શાંત થઈ જાય તો એ શુદ્ધ જીવચૈતન્ય, ન વર્ણવાય તેવું, દૃશ્યના આભાસથી રહિત, અનંત, જન્મરહિત અને નાશથી પણ રહિત એક પરમ આકાશરૂપ જ થઈ રહે છે. જેમ પાસે પડેલો પદાર્થ અરીસામાં પ્રતિબિંબિત થઈ રહે, તે રીતે અહંકાર જ

